परमगुरु श्रीआत्म-कमल-दान-प्रेमसूरीश्वरेभ्यो नमः ।
श्रीआत्म-कमल-दान-प्रेम-विजयजम्बूसूरि जैन
ग्रन्थमाला [illegible] ३

# નિત્ય નિયમ સવતું
## યાને
# આદર્શ જીવનની ચાવીઓ

---

યોજક
પૂજ્યપાદ પરમગુરૂ આચાર્યભગવન્ત
શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વર પટ્ટ-
પ્રભાકર પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્
વિજયજમ્બૂસૂરીશ્વરજી મહારાજ

---

વીર સં ૨૪૯૦ ] ચતુર્થાવૃત્તિ ૨૦૦૦ [ વિ સં ૨૦૨૦

: પ્રકાશક :
આર્યજંબૂસ્વામિ
જૈન મુક્તાબાઈ
આગમમંદિર-ડભોઈ

*

પ્રથમાવૃત્તિ ૧૦૦૦ સં. ૧૯૯૭
દ્વિતીયાવૃત્તિ ૨૦૦૦ સં. ૨૦૦૩
તૃતીયાવૃત્તિ ૨૦૦૦ સં. ૨૦૧૧
ચતુર્થાવૃત્તિ ૨૦૦૦ સં. ૨૦૨૦

*

: મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિ. પ્રેસ,
ઘીકાંટા-અમદાવાદ.

# નિવેદન

વિશ્વના પ્રાણિગણુમા મનુષ્યજન્મ ઉચ્ચ કોટિનો છે એમા મત નથી ઉચ્ચતા મનુષ્યના નામ કે દેહ માત્રથી સિદ્ધ થતી નથી તેને સિદ્ધ કરી બતાવવાની મહાન્ જવાબદારી મનુષ્યના શિર ઉપર રહેલી છે આ જવાબદારી જો મનુષ્ય ન વિચારે તો તેને પશુપણાથી બદતર થઈ જતા કોઈ અટકાવી શકતુ નથી

મનુષ્યજીવનને પતિત થતુ બચાવી લઈ દેવપૂજ્ય બનાવી દેનારી વ્રત-નિયમોની પારસમણિ રૂપ સુવર્ણશૃખલા પૂર્વાચાર્ય મહર્ષિઓએ બહુ જ વ્યવસ્થિત યોજેલી છે તેઓના આપણે ખૂબ જ ઋણી છીએ આ સાકળનુ બધન આપણે સ્વેચ્છાએ સ્વીકારવુ જોઈએ તો જ આપણે આપણા મનુષ્યજીવનની ઉન્નતિ સાધી શકીએ જેણે આ કર્યું તેણે મનુષ્યજીવનની ખરી જવાબદારી સમજી લીધી ગણાય અને બજાવી ગણાય

કેટલાકો વ્રત-નિયમોને બધન રૂપ માની ઉભગે છે આ તેઓની મોટામા મોટી ભૂલ છે ઉપકારક વસ્તુને બધન રૂપ માની ઉભગવા જેવી મૂર્ખાઈ મનુષ્ય કેમ કરી નાખતો હશે, એ અમે સમજી શકતા નથી અનેકવિધ બધનોમા સપડાયેલા આપણે પામર જીવો છીએ તે કુલ બધનોથી મુક્ત કરાવનાર વ્રત-નિયમો છે તેનુ બધન બધન રૂપ માની શકાય જ નહિ વ્રત-નિયમ મનુષ્યજીવનની અમૂલ્ય મુડી છે એના નિયત્રણથી જ મનુષ્ય-જીવનની પ્રતિષ્ઠા વધે છે

પૂજ્ય પરમોપકારી, આગમપ્રજ્ઞ, ગુરૂવર્ય, શાસનાદિવાકર આચાર્યદેવ **શ્રીમદ્વિજયજમ્બૂસૂરીશ્વરજી** મહારાજ સાહેબે આવા આવશ્યક વ્રત-નિયમો સંબંધી સાહિત્ય પ્રથમ સં. ૧૯૯૭ ના વઢવાણ શહેરના ચાતુર્માસમાં લખીને આત્માર્થિઓને સમર્પ્યું હતું. જિજ્ઞાસુઓને તેનાથી અત્યંત ઉપકાર થયો હતો. એ આવૃત્તિ ટૂંક સમયમાં ખલાસ થઈ હતી. તે પછી આ પુસ્તકની બીજી આવૃત્તિ, જરૂરી સુધારા-વધારા સાથે પૂજ્યશ્રીએ સં. ૨૦૦૨ ના પાદરા ચાતુર્માસમાં શ્રી પાદરા સંઘની વિનંતિથી તૈયાર કરી હતી. તે સં. ૨૦૦૩ માં પ્રકાશિત કરવામાં આવી હતી. તે બાદ ત્રીજી આવૃત્તિ સં. ૨૦૧૧ ના બીજાપુર (કર્ણાટક) ચાતુર્માસમાં શ્રી બીજાપુર સંઘની ખાસ વિનંતિથી તેમ જ પૂ. પં. શ્રી કાન્તિવિજયજી ગણિવરની પ્રેરણાથી ત્રીજી આવૃત્તિ પણ તૈયાર કરી આપી હતી. તેનો પણ સુંદર ઉપયોગ થઈ જતાં અને ભાવુકોની ખાસ માગણી થતાં, આ ચોથી આવૃત્તિ પ્રગટ કરવામાં આવે છે.

પૂજ્યપાદશ્રીનું સં. ૨૦૧૭નું ચાતુર્માસ ડભોઈમાં થયું હતું. ત્યાં તેઓશ્રીની નિશ્રામાં સં. ૨૦૧૮ માં આર્યજંબૂસ્વામિ જૈન મુક્તાબાઈ આગમમંદિર-સ્થાપનાની પ્રથમ પચીસીનો સુંદર રૌપ્ય ઉદ્યાપન મહોત્સવ શેઠ શ્રી છગનલાલ લક્ષ્મીચંદ મુબઈવાળા તરફથી ઉજવાયો હતો, તેમ જ શ્રી સાગર જૈન સંઘે શ્રાવિકા બેનેના જિર્ણ થયેલા ઉપાશ્રયનો જિર્ણોદ્ધાર કરવાનું કાર્ય હાથમાં ધરીને શેઠ છગનભાઈના શુભ હસ્તે તેનું ખાતમુહૂર્ત

કરાવ્યું હતું બાદ પૂજ્યશ્રીએ ડભોઈથી વિહાર કરી અમદાવાદ પધારીને પૂજ્યપાદ ગચ્છાધિપતિ ગુરુભગવંતની સેવાનો લાભ ઉઠાવી, ત્યાંથી અનાઉ (સૌરાષ્ટ્ર) પધારી સ્વ-શિષ્ય મુનિ શ્રી મહાશાલવિજયજી મ.ની મહોત્સવપૂર્વક દીક્ષા કરી ત્યાંથી તેઓશ્રીએ આબા ગામે (સૌરાષ્ટ્ર) પધારી ધર્મપ્રેમી શેઠ છગન ભાઈ તરફથી શ્રી વાસુપૂજ્યસ્વામી આદિ શ્રી જિનબિમ્બ-જિન-ચૈત્યાદિની પ્રતિષ્ઠા કરાવી અને સાવરકુંડલામાં ચાતુર્માસ કર્યું હતું આ ચાતુર્માસમાં પૂજ્યપાદશ્રીની નિશ્રામાં શિષ્યરત્ન પૂ. જ્યોતિર્વિદ પં. શ્રી રૈવતવિજયજી ગણિવરે ૫૧ ઉપવાસની મહાન તપશ્ચર્યા નિર્વિઘ્ને સંપૂર્ણ કરી હતી શ્રીસંઘે શ્રી શાન્તિસ્નાત્ર-સિદ્ધચક્રબૃહત્પૂજનાદિ અદ્ભુત અષ્ટાહ્નિકા મહોત્સવ ઉજવ્યો હતો ચોમાસા બાદ પૂજ્યશ્રી ઊના-અજાહરા-દીવ-પ્રભાસ વેરાવળ-જુનાગઢ શ્રી ગીરનારજી તીર્થની માંગરોળ અરેન પોરબંદર-જામખંભા-ળીયા-જામનગર-જામવંથલી-રાજકોટ વગેરે સ્થળોને લાભ આપી, પાલીતાણા-આરીસા ભુવનની ખાસ વિનંતિથી શ્રી નમિનાથ આદિ શ્રી જિનબિમ્બ-અંજનશલાકા-પ્રતિષ્ઠાદિ વિધિમહોત્સવ નિર્વિઘ્ને સમાપન કરાવી ત્યાંથી વિહાર લંબાવીને, પૂ. પં. શ્રી રૈવતવિજયજી ગણિને મળવાનું હોતી પરંતુ કોઈ અને બાલા-સિનોર શ્રીસંઘના ઉપાશ્રયનો જીર્ણોદ્ધાર થવામાં પૂજ્યપાદશ્રીનો ખાસ ઉપકાર હોઈ, પૂજ્યશ્રીના પ્રથમ ચાતુર્માસનો લાભ લેવાનો શ્રીસંઘનો ઉત્કટ ભાવ હોવાથી, પૂજ્યશ્રી ચાતુર્માસાર્થે બાલાસિનોર પધાર્યા અને સં. ૨૦૧૯નું ચાતુર્માસ ત્યાં થયું સાવરકુંડલાની માફક આ ચાતુર્માસમાં પણ પૂજ્યશ્રીના શ્રીમુખેથી શ્રી ભગવતી-

સૂત્રની તેરમી વાંચનાનો લાભ લેવાયો હતો. તેનો વિધિ શેઠ અંબાલાલ લલ્લુભાઈ તરફથી કરાયો હતો. પૂજ્યશ્રીની અમૃતમય વાણીથી ત્યાંના શ્રીસંઘમાં પણ અભૂતપૂર્વ આરાધના અને શાસનપ્રભાવનાઓ થઈ હતી. પૂ. **જ્ઞાનાનંદી પં. શ્રી વર્ધમાનવિજયજી ગણિવરે** અઠ્ઠાઈ કરી હતી. પૂ. **મુનિ શ્રી દેવભદ્રવિજયજીને** એકાંતરે ૫૦૦ આંબેલનો તપ ચાલુ હતો. પૂ. **મુનિ શ્રી મનોગુપ્તવિજયજીએ** શ્રી વર્ધમાન તપની ૪૯ તથા ૫૦મી ઓળીઓ કરી હતી. પૂ. **મુનિ શ્રી સિદ્ધાચલવિજયજી** તથા પૂ. **મુનિ શ્રી મહાશાલવિજયજીએ** એકાંતરે ચોમાસી કરી હતી. **મુનિ શ્રી મહાશાલવિજયજીએ** ચોમાસીમાં દશ ઉપવાસ કર્યા હતા. શ્રીસંઘમાં અઠ્ઠમો, અઠ્ઠાઈઓ, શ્રી નવકારમંત્ર, અરિહંતજાપ, અક્ષયનિધિ આદિ ઘણી આરાધનાઓ થઈ હતી. એ સર્વના ઉપલક્ષમાં આઠ નવકારશીઓ–નવ છોડનું ઉદ્યાપન–શાંતિસ્નાત્ર–સિદ્ધચક્રબૃહત્પૂજનાદિ યુક્ત ભારે અઠ્ઠાઈ મહોત્સવ પણ ઉજવાયો હતો. સાધુઓને પૂજ્યશ્રીએ શ્રી ભગવતીજી, કલ્પસૂત્ર, દશવૈકાલિક તથા તત્ત્વાર્થસૂત્રની વાચનાઓ આપી હતી.

આ વખતે પૂ. **આચાર્ય શ્રી વિજયયશોદેવસૂરિજી મહારાજ**, કે જેઓશ્રી ઉપર્યુક્ત અંજનશલાકાદિ મહોત્સવમાં પાલીતાણામાં વિનંતિ સહ પધારેલા હતા, તેઓશ્રી પોતાના તપસ્વી શિષ્યરત્ન પૂ. **પં. શ્રી ત્રિલોચનવિજયજી ગણિવરાદિ** સાથે ઉંઝામાં ચાતુર્માસ સ્થિત હતા. ઉંઝાના વ્રતાભિલાષી શ્રાવકો વગેરેના લાભ માટે પૂ. પં. શ્રી ત્રિલોચનવિજયજી ગણિવરે આ

પુસ્તિકાઓ મગાવી હતી, પરંતુ એની નકલો ખલાસ થવાથી તેઓને બીજી પુસ્તિકાઓ મોકલી હતી તેના કરતા આ પુસ્તક વધારે ઉપયોગી અને ઉપકારક હોવાથી, તેઓશ્રીએ "ક્યા સૂર્ય અને ક્યા ખદ્યોત"ની ઉપમા લખીને, આ પુસ્તકની પુનરાવૃત્તિ ની ભારપૂર્વક જરૂરીઆત બતાવી હતી, તેમજ ઘણા પૂ સાધુ-સાધ્વી મહારાજ પણ યોગ્ય આત્માઓના લાભાર્થે આ પુસ્તક મગાવતા હતા એટલે સૌની પ્રેરણાથી તત્કાલ મન ઉપર લઈને, પૂજ્યપાદશ્રીએ ટૂંક સમયમા તપાસીને આવુ પુનસંકલન કરી આપવાની અમારા ઉપર અસીમ કૃપા કરી છે, તેનુ ઋણ ખરેખર ભલાય તેવુ નથી જ

આ પુસ્તકમા આપેલા વ્રતો અને નિયમોનુ મહત્ત્વ કેટલુ અસાધારણ છે, તે આજકાલ કેટલાકો એનુ અનુકરણ કરી, જે 'સમન્વયાત્મક અણુવ્રતવાદ' વગેરે નામે પ્રચાર કરે છે તે ઉપરથી સમજી શકાશે પરન્તુ વાચકોને અમારે ખાસ યાદ કરાવવુ જોઈએ કે-સમ્યગ્દર્શનરૂપ પાયા વિનાના તે પ્રચારો સુંદર શબ્દોમા કરાતા હોવા છતા, ગવ્ય સરકારો વગેરેને પ્રિય થવા માટે કેવળ શ્રમજાળ સિવાય વિશેષ કાઈ નથી આ પુસ્તકમા સંગ્રહેલા નિયમો, એ સમગ્ર માનવસમાજનુ નક્કર કલ્યાણ કરનારા શ્રી જિન પરમાત્માઓએ બતાવેલ કરેલા સુંદર નિયમો છે એમા શંકાને સ્થાન નથી

અમે આશા રાખીએ છીએ કે-સુજ્ઞ વાચકો આ પુસ્તિકાનો સુંદર લાભ ઉઠાવશે આ આવૃત્તિના પ્રકાશનમા જે મહાનુભા-

વોએ દ્રવ્યસહાયતા કરી છે, તેઓના અમે ઉપકૃત છીએ. પ્રસ્તુત પ્રકાશનમાં પ્રેસદોષ વગેરેથી જે કોઈ ક્ષતિ માલુમ પડે, તેની ક્ષમાઅર્પવા સાથે વાંચકો સુધારીને વાંચશે, એવી વિનંતિ સાથે વિરમું છું.

વીર સં. ૨૪૯૦
વિ. સં. ૨૦૨૦
પોષ સુદ ૨–બુધવાર
તા. ૧૮–૧૨–૧૯૬૩

લિ. શ્રીસંઘસેવક–
**શાહ જયન્તીલાલ બાપુલાલ**
માનદ્ મંત્રી–
આ.જં.જૈ.મુ.આગમમંદિર–ડભોઈ

---

હું અરિહંત ભગવન્તના શરણે જાઉં છું.

હું સિદ્ધ ભગવન્તના શરણે જાઉં છું.

હું સાધુ ભગવન્તના શરણે જાઉં છું.

હું શ્રી સર્વજ્ઞપ્રણીત ધર્મના શરણે જાઉં છું.

*

હું ખમાવું છું સર્વ જીવોને, સર્વ જીવો ખમો મને;
સર્વ સાથે મૈત્રી છે મારે, નથી વૈર મારે કોઈશું.

# ધન્યનામધેય દ્રવ્ય–સહાયકો

## નકલ ૧૦૦૦

રૂા ૭૫૧) ખાયડના સ્વર્ગસ્થ શેઠ લલ્લુભાઈ નાથજીભાઈનાં સ્વર્ગસ્થ ધર્મપત્ની શ્રીમતી અમથીબેનના પુણ્ય-સ્મરણાર્થે તેમના સુપુત્રો શેઠ જગજીવનભાઈ, શેઠ કાન્તિભાઈ તથા શેઠ રમણભાઈ મુ ખાપડ

## નકલ ૧૦૦૦

રૂા ૧૦૧) શેઠ અંબાલાલ લલ્લુભાઈ વાડાસિનોર

રૂા, ૧૦૧) સ્વ શાહ રમણલાલ વીરચંદના સ્મરણાર્થે શાહ ચીમનલાલ વીરચંદ. વાડાસિનોર

રૂા ૧૦૧) શાહ શાન્તિલાલ ચંદુલાલના અઠ્ઠાઈ તપ નિમિત્તે તેમના ધર્મપત્ની અ સૌ કંચનબેન તથા સુપુત્ર નરેન્દ્રકુમાર વાડાસિનોર

રૂા ૧૦૧) શા અમૃતલાલ ભીખાભાઈ. વાડાસિનોર

રૂા ૧૦૧) શેઠ જેઠાલાલ વેલાજી. ખાપડ

---

# શુદ્ધિપત્રક

| અશુદ્ધિ | શુદ્ધિ | પૃષ્ઠ | પંક્તિ |
|---|---|---|---|
| વિચોરવાનું | વિચરવાનું | ૪૫ | ૧૨ |
| ઉવાંહણું | ઉવાણુહ | ૪૮ | ૮ |
| પ્ર. | પૃ. | ૫૧ | ૨૦ |
| ક્ષરા | ક્ષય | ૬૩ | ૭ |
| ખમાસમણમાં | ખમાસમણ | ૬૯ | ૧૧ |
| ઉપયોગીશીલ | ઉપયોગશીલ | ૭૬ | ૭ |
| ગૃહ ચૈત્યન્યની | ગૃહચૈત્યની | ૯૪ | ૧૭ |
| આંજ્ઞાવિચારાદિ | આજ્ઞાવિચયાદિ | ૧૦૦ | ૫ |
| નતિક | નૈતિક | ૧૨૦ | ૧૨ |
| ભેત્વના | ભાવના | ૧૨૫ | ૬ |

આ સિવાય કાના, માત્રા, બિન્દી, આઘા-પાછા અક્ષર વગેરે જે કોઈ ભૂલ જણાય, તે સુધારીને વાંચવા વાચકોને વિનંતિ છે. બાકી શ્રી જિનાજ્ઞાવિરૂદ્ધ જે કોઈ ભૂલચૂક થઈ હોઈ તે **मिच्छा मि दुक्कडं.**

---

# પુણ્યની પરખ

ધર્મ તણો અવસર લહી, કરશે જેહ વિલંબ;
તે પસ્તાવો પામશે, પાકી ચાંચે અંબ. ૧

સુખને ચાહે સહુ જના, પણ સુખ પુણ્ય પ્રમાણ;
લૌકિક સુખ અનેકધા, લોકોત્તર નિરવાણ. ૨

પૂજા કરે જિનરાજની, શુભ ધ્યાને ત્રણ ટંક;
સાહમી વચ્છલ બહુ કરે, ટાલે પાપનો પંક. ૩

વન-રણ-શત્રુ જલાગ્નિમાં, એકાકી ગિરિ શૃંગ;
હરિ-કરિ-સાગર કેસરિ, પુણ્યે તસ ભય ભંગ. ૪

* * *

સમકિત મૂલ સોહામણા, ગ્રહે વ્રત જે બાર;
તેહને દેવતા નિત્ય નમે, ગતિ નહિ જ અસાર. ૧

છેદન ભેદન નહિ લહે, પામે દીરઘ આય;
દેવ તણી ગતિ તે લહે, વહેલા મુક્તિમાં જાય. ૨

વિરતિ વિહુણો દેવનો, ભવ ભોગમાં જાય;
જીવ અભ્યાસ જેહવો કરે, તેહવો આમલ થાય. ૩

જેણે વ્રત પાળ્યાં નિર્મલા, આગલ વ્રત સંયોગ;
વ્રત વિના કદિ નવિ ટળે, વિષમ કર્મના રોગ. ૪

—કવિ રૂષભદાસ

બાયડ (સાબરકાંઠા) ગામના સ્વ. શેઠ શ્રી
લલ્લુભાઈ નાથજીભાઈના સ્વ. ધર્મપત્ની શ્રીમતી

## અ મ થી બા ઈ



સ્વર્ગવાસ સં. ૨૦૦૯-માગશર સુદ ૧૩-શનિવાર
આ પુણ્યવાનની માતુશ્રીના સ્મરણાર્થે તેમના
પુત્રો શ્રી જગજીવનદાસ, શ્રી કાન્તિલાલ
તથા શ્રી રમણલાલે આ પુસ્તક-પ્રકાશનની
એક હજાર નકલનો સહર્ષ લાભ લીધો છે

ॐ अर्हं-प्रकटप्रभावि-श्रीरमांयती पार्श्वनाथ
स्वामिने नम ।

तपोगच्छगगनदिनमणिपूज्यपादपरमगुरुजैनाचार्य-
श्रीमद्विजयप्रेमसूरिपुरन्दरेभ्यो नम ।

# નિત્ય નિયમવ્રતો યાને આદર્શ જીવનની ચાવીઓ

જરા વાંચો

ગૃહસ્થોને જો સમ્યક્ત્વપૂર્વક કોઈ પણ ભાંગે વિરતિમાં આવવું હોય, તો તે અતીવ સહેલું છે.

ઘણા ગૃહસ્થોનું એમ માનવું હોય છે કે–' ભલે, જીવનમાં અમે વર્તીશું ખરા, પરન્તુ નિયમ ગ્રહણ નહિ કરીએ. ' તેઓની આ માન્યતા બહુ જ ભૂલભરેલી છે. નિયમ ગ્રહણ કર્યા વિનાનું આ જીવન અવિરતિ જીવન રહે છે. અવિરતિમાં મરણ એ બાલમરણ કહેવાય છે. એવું મરણ અધન્ય મરણ ગણાય છે. તેનાથી બીજાં અનન્ત મરણો વધે છે અને આત્માની ભવમુસાફરીનો અંત આવતો નથી. નિયમગ્રહણ તો આત્માને જીવનવ્યવહારમાં આવતાં ઘણાં પાપસંકટોથી બચાવનાર અંગરક્ષક છે. તમે જીવનમાં નિયમ પ્રમાણે વર્તતા હો, છતાં યદિ નિયમગ્રહણ ન કરેલ હોય, તો તમોને વિરતિનો લાભ મળતો નથી. માટે જ દરેક ખપી જીવે શ્રી ગુરૂમુખે ઉપકારી નિયમો અવશ્યમેવ ગ્રહણ કરી લેવા જોઈએ. જીવનમાં પાપના બધા વ્યવહાર કોઈ કરતા નથી, તો પછી શા માટે તેના ત્યાગના નિયમો ગ્રહણ કરીને વિરતિગુણમાં ન આવવું ? કેટલાકો ડરે છે કે–' નિયમો લઈએ ને તૂટી જાય તો ? ' પણ આ ડર રાખવો બીલકુલ નકામો છે. ' વેપારમાં નુકશાની જશે '–એ બીકથી કોઈ વેપાર કરવાનું છોડી દેતા નથી, તેમ નિયમ તૂટવાની બીકથી નિયમ લેતાં અટકવું જોઈએ નહિ; કારણ કે–નિયમ નહિ લેનાર કરતાં લેનારને શાસ્ત્રકારોએ આરાધક કહેલો છે. હા, નિયમ લીધા પછી બરાબર પાળવા માટે અને તેમાં અતિચારાદિ કોઈ દોષ ન લાગી જાય તે માટે ખૂબ ચીવટ રાખવી રહી.

## ભાગ પહેલો

# નિ ય મા વ લી



૧ હંમેશાં શ્રી જિનપૂજા કરવી અથવા જિનદર્શન કરવા. તે સામગ્રી ન હોય તો પૂર્વદિશામાં શ્રી વિરહમાન પ્રભુને ધારીને વાંદવા.

૨ શુદ્ધ પ્રરૂપક પંચમહાવ્રતધારી ગુરૂમહારાજ જો ગામમાં હોય તો તેઓને વાંદવા.

૩ સવારમાં ઓછામાં ઓછુ નવકારસીનું પચ્ચખ્ખાણ કરવું.

૪ ધર્મદેશના સાંભળવાનો જો યોગ હોય તો તે ૦ા કલાક પણ જરૂર સાંભળવી.

૫ કંદમૂળ, રીંગણા, બટાકા, શકરીયાં, ગાજર, આદુ, લસણ, મૂલા, વાસી અન્ન, દહીં–છાશ–શીખંડ સાથે પાતરાનાં ભજીયાં વગેરે દ્વિદલ; બરફ ઈત્યાદિ અભક્ષ્ય ખાવું નહિ.

૬ મેથીનાં તથા લીલાં બોળ અથાણાં ખાવાં નહિ.

૭ ચા, પાન સોપારી, બીડી, હુકો, અફીણ આદિ દુર્વ્યસનોનો ત્યાગ કરવો.

૮ હોટેલના ચા, નાસ્તો, સોડા, લેમન, શરબતી, ઉજ્જર વગેરે વાપરવા નહિ

૯ વેપારમા કે વાતચીતમા ધર્મના સોગન ખાવા નહિ

૧૦ કોઈની પડી ચીજ ખાત્રી વિના લેવી નહિ

૧૧ રોજ એક સામાયિક કરવુ

૧૨ હમેશા એક બાધા પાગની નવકારવાળી ગણવી

૧૩ રોજ એક ગાથાનો અભ્યાસ કરવો અથવા ૦ાા કલાક પણ ધર્મનુ વાચન કરવુ

૧૪ રોજ ઓછામા ઓછો એક પૈસો અથવા પાઈનુ અનુકમ્પા દાન કરવુ

૧૫ સાંજે સૂર્યાસ્ત થતા ચોવિહાર અથવા તિવિહાર, અગર તો ખપતી દવાના કારણે કદાચ દુવિહારનુ પણ પચ્ચક્ખાણ કરવુ

૧૬ રાત્રિભોજનનો ત્યાગ કરવો સાથે ચા, પાન, બીડી, સોપારી પણ લેવી નહિ

૧૭ નાટક, સીનેમા, સરકસ, કુસ્તિ તથા તેવા જ અન્ય તમાશા અને ફાંસી જોવા જવુ નહિ

૧૮ પાનાં, ચોપાટ, સેતરંજ જેવી રમતો પૈસા મૂકીને કે એમ ને એમ પણ રમવી નહિ

૧૯ નિરપરાધી ત્રસ જીવોને મારવાની બુદ્ધિથી જાણી જોઈને નિરપેક્ષપણે મારવા નહિ

૪૨ પરિગ્રહમાં રાખેલ પ્રમાણ ઉપરાન્તની વ્યાપાર આદિ પ્રવૃત્તિ કરવી નહિ.

૪૩ પરિગ્રહના ધારેલ પ્રમાણમાં નામ વગેરે બદલીને અવલ-સવલ કરવું નહિ.

૪૪ જીવદયા જાળવીને તૈયાર વસ્તુના વેપારથી આજીવિકા ચાલી શકે તેમ કરવું.

૪૫ શૅર, સટ્ટા, રેસ, આંકફરક આદિ જુગારના ધંધા કરવા નહિ.

૪૬ સાત વ્યસનો-શિકાર, માંસભક્ષણ, મદિરાપાન, ચોરી, જુગાર, પરસ્ત્રી અને વેશ્યાસેવનનો ત્યાગ કરવો.

૪૭ જો પરિગ્રહ પરિમાણથી અધિક થાય, તો તેનો ધર્મકાર્યમાં સદ્વ્યય કરવો. તૃષ્ણાથી થતી પ્રવૃત્તિઓમાં 'સદ્વ્યય કરીશ'-એવું ધ્યેય જરૂર રાખવું, કિન્તુ 'સદ્વ્યય કરીશ' -એવી બુદ્ધિથી તૃષ્ણાપ્રવૃત્તિ વધારવી નહિ.

૪૮ લેણ-દેણનો વ્યવહાર ચોખ્ખો રાખવો. કોઈનું દેવું પોતે અગર બાપદાદાનું કરેલું હોય, તે આપી દેવું. તેમાંય ધર્માદાનું દેવું તો પહેલું જ આપી દેવું.

૪૯ કોઈના આજીવિકાનાં અંતિમ સાધનો પડાવી લઈ લેણું પતાવવું નહિ.

૫૦ જો કોઈ પાસે લેણું ન પતે તો તે વોસિરાવી દેવું, ધર્મના સારા ઉપયોગમાં જાય તેની અનુમોદના ઇચ્છવી.

૫૧ કોઈનુ ઉચ્છેદાયું–અનારસીયુ ધન ગ્રહણ કરવુ નહિ ( જો તે આવે તો તેના નામથી ધર્માર્થ કરવુ )

૫૨ કોઈના મરણના દા'ડા–પાણી જમના નહિ

૫૩ દરિયાપાર મુસાફરી કરવી નહિ, આગ્નેય દિશા, વિદિશા, ઉર્ધ્વ અને અધોદિશામા અમુક ગાઉથી વધારે જવુ નહિ ( ધર્મના કારણે છુટ )

૫૪ ખાવામા અમુક સખ્યાથી વધારે દ્રવ્યો મોઢામા નાખવા નહિ.

૫૫ કુવા–તળાવ–નદીમા ન્હાવા પડવુ નહિ ( જો અચાનક પડી જવાય અથવા કાઠે ઉતરવુ પડે તો તેની જયણા )

૫૬ પાણી અણગળ વાપરવુ નહિ

૫૭ પાણી પીને એઠુ પવાલુ ગોળામા બોળવુ નહિ અને પીધેલુ પવાલુ લુછીને મૂકવુ

૫૮ જમ્યા પછી થાળી વગેરે ધોઈ પીવી

૫૯ અમુક સખ્યાથી વધારે લીલોતરી ખાવી નહિ ( લિસ્ટ કરી લેવુ ) પર્વતિથિએ તો તે મુદલ ખાવી નહિ

૬૦ મધ, માસ, મદિરા, માખણ ખાવા નહિ

૬૧ વડ, પીપળ, ઉદુબર આદિના ટેટા ખાવા નહિ

૬૨ વસ્ત્ર, પગરખા, અમુક જોડીથી વધારે વાપરવા નહિ

૬૩ ભીલ, ઘાણી, શસ્ત્ર, વિષ, ભઠ્ઠી, ચામડા, દ્વિપદ–ચતુષ્પદના વેપાર, જગલ કપાવવા, કોલસા પડાવવા, પાણી સુકવવા,

૮૦ સ્વધર્મી ભાઈ–બ્હેનોનું વાત્સલ્ય કરવું. તેમાં સંકટ વગેરે સમયે સહાય આપીને તે કરવામાં કચાશ ન રાખવી.

૮૧ તપશ્ચર્યા વગેરેનો વર્ષમાં એકાદ રાત્રિજગો ભણાવવો.

૮૨ ચારિત્ર લેવાના ભાવ રાખવા. જે કોઈ તે લે તેને રોકવા નહિ, તેમને બનતી સહાય કરવી. બની શકે તો સ્વ-પુત્રાદિના દીક્ષા મહોત્સવ ઉજવવા.

૮૩ જ્યાં સુધી ચારિત્ર ન લેવાય, ત્યાં સુધી અમુક પ્રિય વસ્તુનો ત્યાગ કરવો.

૮૪ જીવનમાં એકાદ કે તેથી પણ વધુ જિર્ણોદ્ધાર, જિનમંદિર, પૌષધશાળા, જ્ઞાનમંદિર અને પાઠશાળા જરૂર કરવાં. જો ન થાય તો તે કરવાના ભાવ રાખવા, તેમ જ તે કરનારની અનુમોદના કરવી.

૮૫ શ્રી જિનમૂર્તિ ભરાવવી, પ્રાચીનનો ઉદ્ધાર કરવો અને આશાતના થતી હોય તેનું નિવારણ કરવા તત્પર રહેવું.

૮૬ જીવનમાં બની શકે તો શ્રી સંઘભક્તિ, પ્રતિષ્ઠા, અંજન-શલાકા, ગુરૂપદારોહણના મહોત્સવો સ્વ–દ્રવ્યવ્યયથી કરવા અને છ'રી પળતા શ્રીસંઘો કાઢવા.

૮૭ શ્રી જ્ઞાનપંચમ્યાદિના તપો કરવા અને તેનું યથાશક્તિ ઉદ્યાપન વગેરે કરવું.

૮૮ શ્રી જિનભાષિત આગમસાહિત્ય લખાવવું, પૂજ્ય ગુરૂ-મહારાજના ઉપદેશ અનુસાર તેનો પ્રચાર કરવો અને જરૂરી સ્થલે સુરક્ષિત જ્ઞાનભંડાર બનાવવો.

૮૯ કુટુંબીજનોને તથા અન્યને બને તેટલી ધર્મકરણી કરવાની હમેશા પ્રેરણા કરવી

૯૦ ધર્મકરણી કરવામા પૌદ્ગલિક આશા, લાલચ કે નામનાની ઇચ્છા વગેરે સેવવી નહિ

૯૧ દિગમ્બર તથા જતિના ચૈત્ય તેમ જ અન્ય દેવ-દેવીની મૂર્તિને વાદવાની ઇચ્છા કરવી નહિ

૯૨ મિથ્યાત્વી લોકોના પર્વો તથા કુગુરુઓને ધર્મની દૃષ્ટિએ માનવા નહિ

૯૩ ધર્મની શોભા અને લાભ વધે તે પ્રમાણે સાર્વજનિક કાર્યોમા મદદ કરવી દીન-દુખીયાનો ઉદ્ધાર કરવો

૯૪ કુલ, શીલ, જ્ઞાતિ, દેશ, ગચ્છ અને ધર્મવિરુદ્ધ લાગે તે કરવુ નહિ તથા ધર્મના વિરોધી વગેરેને ઉત્તેજન આપવુ નહિ

૯૫ સતાનોએ માતા-પિતાને તથા સ્ત્રીઓએ સાસુ-સસરા અને પતિને હમેશા વિનયથી '**નમસ્તે**'-નમસ્કાર કરી તેઓના આશીર્વાદ લેવા

૯૬ વર્ષમા એક વાર ગીતાર્થ ગુરુમહારાજ પાસે સ્વ-પાપોનુ પ્રાયશ્ચિત્ત કરી આત્મશુદ્ધિ કરવી

૯૭ ઉપકારી સુગુરુ મહારાજને પ્રતિ વર્ષે વદન કરવા જવુ

૯૮ મધ્યરાત્રિએ અથવા વહેલી સવારે ઉઠીને પચપરમેષ્ઠિનુ ધ્યાન કરવુ પશ્ચાત્ 'હુ કોણ છુ ?, ક્યાથી આવ્યો છુ ?,

(૧૫) નિરંતર ધર્મ સાંભળે.

(૧૬) એક પચ્યા વિના બીજું ભોજન ન કરે.

(૧૭) સંતોષથી ભાણે બેસીને તબીઅતને અનુકૂળ ભૂખ પ્રમાણે જમે. ( ઉભા-ઉભા ફરતાં ફરતાં આચરકુચર, તામસી કે અભક્ષ્ય પદાર્થો ન ખાય. )

(૧૮) ધર્મ-અર્થ-કામને પરસ્પર બાધારહિત સેવે. ( ધર્મને બાધ કરીને અર્થ-કામ ન સેવે.)

(૧૯) સાધુ સંત, મ્હેમાન, અભ્યાગત, દીન, અનાથ, અતિથિ-જનોની ભોજનાદિથી યથાયોગ્ય સેવા કરે.

(૨૦) અભિનિવેશ-મતાગ્રહથી દૂર રહે. ( 'સાચું એ મારૂં' માને, પણ ' મારૂં એ સાચું ' એમ પકડી ન રાખે. )

(૨૧) ગુણનો પક્ષપાત કરે.

(૨૨) નિષિદ્ધ દેશ-કાળચર્યાનો ત્યાગ કરે.

(૨૩) દરેક કાર્યારંભમાં પોતાની શક્તિ આદિનો **ખ્યાલ** કરે. ( ફુલણજી અથવા સાહસિક થઈને આંધળીયાં ન કરે. )

(૨૪) વ્રતમાં રહેલા અને જ્ઞાનથી મોટા પુરૂષો આદિનું **સન્માન** કરે.

(૨૫) માતા-પિતાદિ સેવ્ય અને સ્ત્રી, પુત્ર, ભગિન્યાદિ પોષ્ય-વર્ગનું **પાલન** કરે.

(૨૬) સારા-માઠા પરિણામ આદિનો **દીર્ઘદૃષ્ટિથી** વિચાર કરે.

(૨૭) સારા-નરસાના ભેદ રૂપ તથા હેતુસ્વરૂપના તારતમ્ય રૂપ **વિશેષને** જાણનારો હોય
(૨૮) કૃતજ્ઞ હોય-ઉપકારીના ઉપકારને ભૂલે નહિ
(૨૯) ઉચિત વર્તાવથી **લોકોનો** પ્રેમ સંપાદન કરે
(૩૦) અકાર્ય સેવાય અને અકાર્યથી બચાય, એ માટે લજ્જા-ગુણ રાખે
(૩૧) દયાળુ હોય-ત્યાગ કામમા ઉદારતા રાખે
(૩૨) શાંત પ્રકૃતિ એટલે ક્રોધ ન કરે, સુખ-દુઃખમા મનને સદા પ્રસન્ન રાખે
(૩૩) કોઈનુ ભલુ-પરોપકાર કરવામા તત્પર રહે
(૩૪) કામ-ક્રોધાદિ આંતર શત્રુઓનો નિગ્રહ કરે (કામ,[૧] ક્રોધ,[૨] લોભ,[૩] મોહ,[૪] મદ,[૫] અને મત્સર,[૬] અથવા દર્પ-એ ૭ આંતરશત્રુઓ છે)
(૩૫) ઇન્દ્રિય સમૂહને કાબુમા રાખે, સ્વેચ્છાચારી થવા ન દે.

આવો ગુણવાન ગૃહસ્થ શ્રી વીતરાગ પરમાત્માના દેશવિરતિ રૂપ વિશેષ ધર્મને માટે યોગ્ય બને છે, નાગરિક જીવનના આદર્શને પૂરો પાડનારો થાય છે અને રાષ્ટ્રની પ્રતિભા વધારનારો બને છે.

**इति श्रीनितप्रनियम जीवनप्रवेशु प्रथमो विभाग समाप्त.।**

❧

# વિભાગ બીજો

## શ્રાવકનાં શ્રી સમ્યકત્વમૂલ બાર વ્રતો, તેના અતિચારો વગેરે નોંધ સાથે.

" अरिहंतो मह देवो, जावज्जीवं सुसाहुणो गुरुणो ।
जिनपन्नतं तत्तं इअ, समत्तं मए गहिअं ॥ "

—' જીવનપર્યંત અરિહંત મારા દેવ છે, સુસાધુ મારા ગુરૂ છે અને કેવલીપ્રણીત મારો ધર્મ છે,—એ સમ્યકત્વ મેં ગ્રહણ કર્યું છે.'

" या देवे देवता बुद्धि-र्गुरौ च गुरुतामतिः ।
धर्मे च धर्मधीः शुद्धा, सम्यक्त्वमिदमुच्यते ॥२॥"

યો. શા. દ્વિ. પ્ર.

—' શુદ્ધ દેવમાં જે દેવતાબુદ્ધિ, ગુરૂમાં ગુરૂપણાની બુદ્ધિ અને ધર્મમાં ધર્મબુદ્ધિ—એનું નામ સમ્યકત્વ કહેવાય છે; એથી વિપરીત બુદ્ધિનું નામ મિથ્યાત્વ છે.'

મિથ્યાત્વ મોટો શત્રુ છે, મિથ્યાત્વ મોટો રોગ છે અને હિતાહિતમાં ભ્રાન્ત બનાવનાર મિથ્યાત્વ એ મહા મોહનો નશો છે. આ સમજીને મિથ્યાત્વનો ત્યાગ કરો અને સમ્યકત્વને અંગીકાર કરો.

શ્રી સમ્યકત્વ—

વ્યાખ્યા–' શ્રી જિનેશ્વર કેવલી ભગવતોએ જે ફરમાવ્યુ છે, તે જ સાચુ અને શકા વિનાનુ છે–એવી શ્રદ્ધાપૂર્વક શ્રી અરિહત અને સિદ્ધ પરમાત્માને દેવ, ત્યાગી–શુદ્ધ ધર્મપ્રરૂપક–પચમહાવ્રતધારી ગુરૂ-મહારાજને ગુરૂ અને શ્રી કેવલી ભગવાનના વચનોનુ નિરૂપણુ કરતા જૈન પચાગી શાસ્ત્રોથી ઉપદેશ કરાતા ધર્મને ધર્મ માનવો, અને એ રીતિએ શ્રી જિને કહેલા-જીવ–અજીવ આદિ પદાર્થોની તત્ત્વ રૂપે શ્રદ્ધા કરવી, તેનુ નામ સમ્યકત્વ છે ' વ્રતપ્રાસાદનો આ પાયો છે મોક્ષમહેલમા પ્રવેશ કરવાનો આ દરવાજો છે આ વ્રતમા આવીને દરેકે સાચા જૈન બનવુ એ યાદ રાખવું કે–" सद्दहमानो जीवो वच्चइ अयरामर ठाण " –' શ્રદ્ધા રાખતો જીવ જ મોક્ષ પામી શકે છે, ' ધર્મમાર્ગની શ્રદ્ધા અડગ કરવી

(પેટા નિયમો)

૧ રોજ શ્રી જિનપૂજા કરવી, અનુકૂળતાના અભાવે દર્શન અથવા પૂર્વદિશામા ચૈત્યવદન કરવુ (સવારે દર્શન કર્યા વિના દાતણુ ન કરવુ, બપોરે પૂજા કર્યા વિના ભોજન ન કરવુ અને સાજે દર્શન કર્યા વિના નિદ્રા ન કરવી )

૨ એક બાંધી નવકારવાળી ગણવી.

૩ વાર્ષિક એક તીર્થયાત્રા કરવી.

૪ અમુક ફુલ, અંગલુંછણાં, કેસર–સુખડ, ઘી, ધૂપ, અગર-બત્તી, ધોતીયાં વગેરે અર્પણ કરવાં.

૫ સુગુરૂવંદન કરવું. ( યોગ ન મળે ત્યાં પ્રતિકૃતિને વાંદવી. ) શુદ્ધ પ્રરૂપક–પંચમહાવ્રતધારી–કંચન–કામિનીના ત્યાગી મુનિરાજને અભુઠ્ઠીયાના પાઠથી વંદન કરવું. [ જેની પ્રરૂપણા શાસ્ત્રવિરૂદ્ધ હોય, ક્રિયાકાંડ છૂટી ગયાં હોય, મૂલગુણથી પતિત થયા હોય અને પાપારંભમાં પ્રવૃત્ત હોય, તેને માન-વાની કે વંદન કરવાની આજ્ઞા નથી.' છતાં કોઈ લોકમાન્ય હોય તેવાને ફેટાવંદન કરવું પડે તેની જયણા. ]

૬ સાધર્મિક મળે તેમને ' જયજિનેન્દ્ર ' વચનપૂર્વક પ્રણામ કરવાનો ઉપયોગ રાખવો. ( તેમનું સેવા, ભક્તિ, સહાય, કુશલ વાર્તા વગેરે રૂપ વાત્સલ્ય કરવું. )

૭ સાત ધર્મક્ષેત્ર, ([૧]જિનમંદિર, [૨]જિનમૂર્તિ, [૩]જ્ઞાન, [૪]સાધુ, [૫]સાધ્વી, [૬]શ્રાવક, [૭]શ્રાવિકા) સાધારણ અને જીવદયામાં અમુક રૂપિયા આપવા.

૮ ચારિત્ર લેવાના પરિણામ રાખવા. તે કોઈ લે તેને રોકવા નહિ. ( ધર્મમાં કોઈને અંતરાય કરવો નહિ. )

૯ શીકારાદિ ([૧]શિકાર, [૨]માંસભક્ષણ, [૩]મદીરાપાન, [૪]ચોરી, [૫]જુગાર, [૬]પરસ્ત્રીગમન અને [૭]વેશ્યાગમન) સપ્ત દુર્વ્યસનો સેવવાં નહિ, ઈત્યાદિ.

## (જયણા)

અનાભોગ, અજ્ઞાનતા, પરવશતા, વ્યવહારિક દાક્ષિણ્યતા, લોકાચાર, કુટુંબાદિ કારણે અન્ય અનભિમત દેવ-ગુર્વાદિનો બાહ્ય વિવેક કરવો પડે, વિદ્યાદાતાદિનુ ઉચિત સાચવવુ પડે અને લૌકિક અનુકંપાદિ કાર્યોમા ભાગ લેવો પડે, તેની જયણા ધર્મબુદ્ધિથી કરવી ન કરૂ

## (ધ્યેય)

શ્રી અરિહંત દેવ, નિર્ગ્રન્થ ગુરૂ અને શ્રી નિર્ગ્રન્થ પ્રવચનનો કહેલો ધર્મ એ જ સત્ય છે, એ જ મોક્ષદાયક છે, બાકી સર્વ અસત્ય છે, ભવમા ભમાવનાર છે,–એવી મારી સંપૂર્ણ શ્રદ્ધા છે તાત્ક શ્રી જિનશાસનની સેવામા મારૂ તન, મન, ધન, કુટુંબ પરિવાર અને પ્રાણ સર્વસ્વ સમર્પણ કે નિશ્ચયથી પરપુદ્ગલ ભાવને છોડી શુદ્ધ આત્મસ્વરૂપમા રમણતા પામી સ્વગુણમા સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્રની એકતા આત્મા રૂપ સમ્યક્ત્વ પામવાનુ ધ્યેય રાખવુ

### અતિચારો–

સમ્યક્ત્વના પાચ અતિચાર છે. તે નીચે પ્રમાણે–

(૧) શંકા–શ્રી જિનવચનમા શંકા રાખવી તે

(૨) કાંક્ષા–અન્ય મતો ધર્મોની અભિલાષા કરવી

(૩) વિચિકિત્સા–ધર્મફળમા સંદેહ રાખવો અથવા સાધુ-સાધ્વી આદિની નિંદા કરવી

છે, તે પરિણામી નિત્ય છે, કર્મનો કર્ત્તા છે, કર્મ-ફલનો ભોક્તા છે, મોક્ષ છે, મોક્ષનો ઉપાય રત્નત્રયી રૂપ ધર્મ છે,—આ ષટ્સ્થાનોની નિરંતર શ્રદ્ધા રાખવી. ‘પરમાર્થસંસ્તવ’—તત્ત્વપદાર્થની સાચી શ્રદ્ધા—પરિચય કરવો. ઈત્યાદિ સમ્યકત્વ આચરણના જે ૬૭ નિયમો શાસ્ત્રમાં બતાવ્યાં છે, તેનો જીવનમાં શુદ્ધ અમલ થાય તેમ કરવું.

**આગારો ૬—**

(૧) **રાજાભિયોગ**—રાજા અગર નગરસ્વામિના હુકમથી વિપરીત કરવું પડે તે.
(૨) **ગણાભિયોગ**—જનસમૂહના કારણે વિપરીત કરવું પડે તે.
(૩) **બલાભિયોગ**—ચોરાદિના કારણે વિપરીત કરવું પડે તે.
(૪) **દેવાભિયોગ**—ક્ષેત્રપાલાદિ દેવતાઓના વશથી વિપરીત કરવું પડે તે.
(૫) **ગુરૂનિગ્રહ**—માતા—પિતાદિ વડિલ જનોના આગ્રહે વિપરીત કરવું પડે તે.
(૬) **વૃત્તિકાંતાર**—મુશ્કેલ આજીવિકાના કારણે વિપરીત કરવું પડે તે.

સમ્યકત્વ આચારના આ અપવાદો છે. તે અશક્તિએ, ગાઢ કારણે, બાહ્યવૃત્તિથી સેવાયા હોય, તો તેથી સમ્યકત્વના નિયમનો ભંગ થતો નથી.

**નોંધ —**

## શ્રાવકનાં બાર વ્રતો

### (પાંચ અણુવ્રતો)

### (૧)

"पङ्गु कुष्ठि-कुणित्वादि, दृष्ट्वा हिंसाफलं सुधी ।
निरागस्त्रसजन्तूनां हिंसां, सकल्पतस्त्यजेत् ॥१९॥"

યો. શા. દ્વિ. પ્ર.

—'પાંગળા, કોઢિયા તથા વિકલેન્દ્રિયપણું વગેરે હિંસાનું ફળ છે,'–એમ જાણીને બુદ્ધિમાને નિરપરાધી ત્રસ જીવોની જાણી જોઈને થતી હિંસાનો ત્યાગ કરવો.' સુખ-દુઃખની દૃષ્ટિએ સર્વ જીવોને પોતાની સમાન ગણી સૌના ઉપર પ્રેમ રાખો

### પહેલું સ્થૂલથી પ્રાણાતિપાત વિરમણ વ્રત

વ્યાખ્યા–નિરપરાધી ત્રસ જીવને જાણી જોઈને મારવાની બુદ્ધિથી નિરપેક્ષપણે મારવો નહિ

### (પેટા નિયમો)

૧ ગળ્યા વિનાનું પાણી ન વાપરવું

૨ [illegible]

૩ પશુઓના ગળા વગેરેમાં સખત બંધન બાંધવું નહિ

૪ સડેલાં ધાન્ય, લાકડાં, શાક, પાન વાપરવાં નહિ.

૫ ઘરમાં ચંદરવા, પુંજણીઓ વગેરેનો ઉપયોગ કરવો.

૬ રસ્તો મૂકીને લીલા ઘાસ, પાણી વગેરેમાં ચાલવું નહિ તથા રસ્તે ચાલતાં ઝાડ, પાન વગેરે તોડવાં નહિ.

૭ ક્રોમ લેધર વગેરે અતિ હિંસાથી ઉત્પન્ન થયેલ વસ્તુઓ અને તેવી દવાઓ વાપરવી નહિ, ઈત્યાદિ.

## ( જયણા )

વ્યાપારમાં તથા ઘરકામમાં થતા આરંભ–સમારંભ, તેમ જ ઔષધાદિ પ્રયોગ અને શરીરાદિ કારણે થતી હિંસામાં પણ જયણા રાખવી.

## ( ધ્યેય )

ભગવાને પૃથ્વી, પાણી વગેરેમાં પણ જીવ કહ્યા છે. શ્રદ્ધાપૂર્વક સૌ જીવો ઉપર કરુણા રાખવી. અપરાધીનું પણ ખરાબ ન ચિંતવવું. શ્રાવકની અહિંસા–દયાનું ક્ષેત્ર સવા વસો–એક આની છે, જ્યારે સંપૂર્ણ અહિંસક–ષટ્જીવનિકાયરક્ષક સાધુ મુનિરાજની દયા વીસ વસા–સોલે સોલ આની છે. ગૃહસ્થે હમેશાં તે જીવન પામવાનું ધ્યેય રાખવું અને હિંસાથી બચાય તેટલું બચવું. સત્ય વગેરે વ્રતો પણ અહિંસાની વાડ સમાન હોઈ અહિંસા સાચવવા માટે જ પાળવાના છે.

અતિચારો—

(૧) વધ-ક્રોધ કરીને માણસ, કુતરા, ગાય, ઘોડા પ્રમુખ જાનવરો આદિને નિર્દયતાથી મારવા તે

(૨) બંધ-માણસ, ગાય, બળદ પ્રમુખ જાનવરો આદિને સખ્ત-ગાઢ બંધનથી બાંધવા તે

(૩) છવિચ્છેદ-માણસ, બળદ પ્રમુખના નાક, કાન, પુચ્છ વગેરે શરીરભાગ કાપવા તે

(૪) અતિ ભારારોપણ-મનુષ્ય, બળદ વગેરે ઉપર શક્તિ ઉપરાન્તનો ભાર મકવો તે

(૫) ભાત-પાણીનો વિચ્છેદ-મનુષ્ય, બળદ આદિના આહાર-પાણીનો નિષેધ કરવો તે

આ પાંચ અતિચારો છે. તે ક્રોધ-લોભ-હાસી કે શોખ વગેરેથી પણ ન કરાય તેનું ખાસ ધ્યાન રાખવું

નોંધ—

"मन्मनत्वं काहलत्वं, मूकत्वं मुखरोगिताम्
वीक्ष्यासत्यफलं कन्या-लीकाद्यसत्यमुत्सृजेत् ॥५३॥"
યો. શા. દ્વિ. પ્ર.

—'બોબડા, તોતડા, મુંગા અને મોંઢાના અનેક રોગો,' એ બધું અસત્યનું ફલ છે. તે જોઈને કન્યાલીકાદિ મૃષાવાદનો ત્યાગ કરો.'

## બીજું સ્થૂલથી મૃષાવાદ વિરમણ વ્રત

**વ્યાખ્યા**—કોઈનો જીવ બચાવવાના હેતુ સિવાય દુષ્ટ વિવક્ષાથી, પેટમાં પાપ રાખીને, પાંચ મોટાં જુઠ્ઠાં બોલવાં નહિ. જેમ કે—

(૧) **કન્યાલીક**—કન્યા સંબંધી સગપણ વગેરેમાં, તેના ઉપલક્ષણથી બે પગવાળા દરેક મનુષ્ય અને પંખી સંબંધી વ્યવહારમાં જાણી જોઈને ઈરાદા-પૂર્વક જુઠ્ઠું બોલવું નહિ.

(૨) **ગવાલીક**—ગાય, પશુ વગેરે ઉપલક્ષણથી દરેક ચાર પગવાળાં પ્રાણી સંબંધી દૂધ વગેરે વિષય-માં જુઠ્ઠું બોલવું નહિ.

(૩) ભૂમ્યાલીક-ભૂમિ, ખેતર, મકાન, દુકાન, ઉપલક્ષણથી અપગા સ્થાવર વૃક્ષાદિ દરેક વસ્તુ સબધી જુટ્ઠુ બોલવુ નહિ

(૪) થાપણમોસો-પારકી થાપણ ઓળવવા માટે જુટ્ઠુ બોલવુ નહિ

(૫) કુડી શાખ-ખોટી સાક્ષી પૂરવી નહિ

## (પેટા નિયમો)

૧ ધર્મના સોગન ખાવા નહિ સ્વપ્રશસા અને પરનિંદા ન કરવી

૨ મનમા હોય તે નથી અને ન હોય તે છે-એવુ અસદ્-ભિધાન-મોટકુ પાને હડહડતુ જુટ્ઠુ બોલવુ નહિ

૩ પર-પીડાકર વચન સત્ય હોય તો પણ હાંસી કે આક્રોશ વગેરેથીય ન બોલાય તેનો ઉપયોગ રાખવો

૪ ખોટી સલાહ, ઠગાઈ તથા વિશ્વાસઘાતાત્મક વચનો બેટમા પાપ ગણીને કદી ન બોલવા

૫ ધર્મના વિષયમા કે સિદ્ધાન્તની વાતમા ન જાણતા હોય તો મૌન રહેવુ, પરન્તુ અસત્ય પ્રતિપાદન કરવુ નહિ કે સત્યને ખડવુ નહિ હમેશા આગમાનુસારિ વચન બોલવાનો ઉપયોગ રાખવો, ઇત્યાદિ

## ( જયણા )

અજાણપણાથી, પરાધીનતાથી; આજીવિકાસંબંધથી, ચાડી-ચુગલી કરનારથી, ઘરપ્રસંગાદિ કારણથી અને સ્વ-પર રક્ષણ-હેતુથી જુઠ્ઠું બોલાય તેની તથા માલિકના અભાવે થાપણનો સદુપયોગ કરવાની યોગ્ય જયણા કરવી.

## ( ધ્યેય )

ક્રોધ, લોભ, ભય વગેરેથી પણ જુઠ્ઠું ન બોલવાનું ધ્યેય રાખવું. પ્રિય, હિતકર, સત્ય અને તે પણ અલ્પ એવું વચન પ્રયોજન હોય તો સમજી-વિચારીને બોલવું, અન્યથા દ્રવ્ય અને ભાવથી મૌન કેળવવું. બાહ્ય વસ્તુઓમાં જેમ ઓછું બોલાય તેમ સત્યની વધારે રક્ષા છે.

**અતિચારો—**

(૧) **સહસાત્કાર** વિના વિચારે ઉતાવળા થઈ કોઈના ઉપર 'આ ચોર છે' ઈત્યાદિ અસદ્દોપારોપ મૂકવા તે, અથવા **સાકાર અભ્યાખ્યાન**—આકાર વિશેષથી જાણેલ ખાનગી અભિપ્રાય પ્રગટ કરવો તે.

(૨) **રહસ્યભાષણ**—કોઈની ગુપ્ત વાત જાહેરમાં મૂકવી તે, ચાડી ખાવી તે અને સ્ત્રી-પુરૂષ કે અન્યની હાંસી-મશ્કરીમાં ભંભેરણી કરવી તે.

(૩) **વિશ્વસ્ત મંત્રભેદ**—પોતાની સ્ત્રી વગેરે વિશ્વાસુની કરેલી વાત પ્રગટ કરવી તે.

ધર્મના કેવા કાર્યો કર્યા હતા, તે આત્માર્થિઓને માર્ગદર્શક હોઈ નીચે આપીએ છીએ

સમ્યક્ત્વ–તેમણે શ્રી અરિહંત દેવ, નિર્ગ્રન્થ ગુરૂ અને કેવલીપ્રણીત ધર્મને જ દેવ, ગુરૂ અને ધર્મ તરીકે માનવાનુ સ્વીકાર્યું હતુ તથા સઘળુ મિથ્યાત્વ વોસિરાવ્યુ હતુ પોતાના દેવમંદિરમા પૂજાતી પોતાના પૂર્વજોએ કરાવેલી મહાદેવાદિની પ્રતિમાઓ તેમણે બ્રાહ્મણોને આપી દીધી હતી અને તેને સ્થાને ચોવીસ જિનપ્રતિમાઓ અને ગુરૂ શ્રી હેમચન્દ્રસૂરિની પાદુકા સ્થાપન કરી હતી તેઓ શ્રી જિનપૂજા તથા ગુરૂપૂજા ત્રિકાલ કરતા હતા. સવાર–સાંજ પોતાના ઘરદેરાસરમા પુષ્પાદિથી અને મધ્યાહ્ન કાળે ૭૨ સામંતો, વાગ્ભટાદિ મંત્રીઓ તથા ૧૮૦૦ કોટ્યાધીશો સાથે આડંબરપૂર્વક અનર્ગલ દાન આપતા શ્રી ત્રિભુવનપાલ વિહારમા અષ્ટપ્રકારી પૂજા કરતા હતા જ્યા સુધી સર્વ ઋતુના પુષ્પોથી પ્રભુભક્તિ કરવાનો મનોરથ પૂર્ણ ન થાય, ત્યા સુધી તેમણે અન્ન–જલત્યાગ કરવાનો અભિગ્રહ લીધો હતો તેનાથી શાસનદેવીએ તુષ્ટમાન થઈ, તેમના બગીચામા હંમેશાને માટે સર્વ ઋતુના પુષ્પો આવતા કરી આપ્યા હતા તેમને પૂ ગુરૂ-

મહારાજનાં ચરણકમલમાં વન્દન કર્યા વિના ભોજન ન કરવાનો નિયમ હતો. ચન્દન, કર્પૂર અને સુવર્ણ-કમલોથી તેઓ નિત્ય ગુરૂપૂજા કરતા હતા. તેમણે તારક દેવ-ગુરૂ-ધર્મના નિન્દકોને દંડપૂર્વક નિવાર્યા હતા અને પૂજકોને સન્માનપૂર્વક નવાજ્યા હતા. નવરાત્રિઓમાં રાજ્યની કુલદેવતા કંટકેશ્વરીને પરાપૂર્વથી બકરાં, પાડા આદિનો ભોગ આપવામાં આવતો હતો તે અને તેવી જ રીતરિવાજોના નામે બીજી થતી મહામિથ્યાત્વની હિંસક ક્રિયાઓ શ્રી કુમારપાળ રાજાએ બંધ કરી દીધી હતી. વિશેષમાં તેઓ દેવ-પૂજાના અવસરે શ્રી યોગશાસ્ત્ર અને શ્રી વીતરાગસ્તોત્ર ગ્રંથોની પણ પૂજા હંમેશાં કરતા હતા.

(૧) **અહિંસાવ્રત**—આ વ્રતમાં મન-વચન-કાયાથી કોઈ પણ નિરપરાધી ત્રસ જીવને મારવાની બુદ્ધિથી નિરપેક્ષપણે ન મારવો-ન મરાવવો, એવો નિયમ હોય છે. શ્રી કુમારપાલ મહારાજાએ ગુજરાત, કાઠીયાવાડ, કચ્છ, સિંધ, કોંકણ, માલવા, મારવાડ, મેવાડ આદિ પોતાના ૧૮ દેશોમાં અમારિ પ્રવર્તાવી હતી. જૂ, લીખ, માકડ કે મંકોડાને પણ કોઈ મારી શકે નહિ. કાશી, ગીજની આદિ ૧૪ દેશોમાં તેમણે મિત્રાચારી આદિથી જીવરક્ષા

કરાવી હતી તેમના રાજ્યમા સૈન્યના હાથી–ઘોડા ઉપરાન્ત તેઓના અગત પાચ લાખ ઘોડા, એક હજાર હાથી, એ શી હજાર ગોધન અને પચાસ હજાર ઊંટને તથા પ્રજાના પશુઓને પણ ગાળેલુ પાણી પાવામા આવતુ હતુ સૈન્યના ૧૧ લાખ ઘોડાઓ વગેરેના પલાણો ઉપર પુંજણીઓ બધાવવામા આવી હતી એક વખત ઘોડાનુ પલાણ પુંજીને બેસતા શ્રી કુમારપાલને જોઈને તેમના સામતો અદરોઅદર હસ્યા આ જોઈને શ્રી કુમારપાલે એક બાણપ્રહારથી સાત લોહકટાહો ભેદી બતાવીને, તેમ જ ૧૬ મણની ગુણી ઉપાડીને અહિસાનુ સામર્થ્ય દેખાડ્યુ હતુ જીવદયાની દૃષ્ટિએ અહિંસક બનવું એટલે 'શરીરબળની દૃષ્ટિએ કાયર બનવું' એમ થતુ નથી, કિન્તુ તે બળનો ઉપયોગ નિરપરાધી જીવજતુની નિરર્થક હિંસામા નહિ કરતા તેમની રક્ષામા કરવાનો હોય છે જો 'માર' અક્ષર બોલાય, તો તેના પ્રાયશ્ચિત્તમાં તેઓ ઉપવાસ કરતા હતા એક વખતે કાઉસ્સગ્ગમા પોતાના પગે મકોડો ચોટ્યો તે જીવને દુખ ન થાય તે માટે તેમણે પોતાના પગની ચામડી કાપી હતી એક મહેશ્વરી વણિકે રાજાની આજ્ઞાવિરુદ્ધ જઈને એક જૂ મારી હતી, તેના દંડમા તેના નારીગ વગેરેને

દુઃખ નહિ આપતાં, તેની પાસેથી તેમણે જગત્-જીવોને અભયદાન ઉપદેશનાર શ્રી જિનેશ્વર પરમાત્માનું મંદિર બંધાવ્યું હતું. નવરાત્રિઓમાં કુલદેવીને બકરાં–પાડાઓનું બલિદાન નહિ આપવાથી, કંટકેશ્વરી દેવીએ કોપાયમાન થઈ રાજા કુમારપાલને કષ્ટ આપ્યું તે તેમણે સહન કર્યું હતું, કિન્તુ જીવહિંસા તો તેમણે ન જ કરાવી. કંટકેશ્વરી દેવી પણ આ તપો-બળને નમી પડી. અંતે જે જીવહિંસામાં રસ લેનારી આ દેવી હતી; તે અહિંસાપ્રેમી બનીને રાજ્યમાં કોઈ હિંસા ન કરે તેની ચોકીદાર બની.

(૨) **સત્યવ્રત**–બીજા વ્રતમાં 'સત્ય–સરલતામાં ધર્મ છે'–એમ જાણતા શ્રી કુમારપાલે, કઠોરતા, ચાડી, ઈર્ષ્યા, અસભ્યતા, રાગ–દ્વેષયુક્ત આત્મસ્તુતિ અને પરનિન્દાનો ત્યાગ કર્યો હતો; તેમ જ મધુર, તથ્ય, હિત અને મિત આગમાનુસારી વચન બોલવાની પ્રતિજ્ઞા કરી હતી. આથી તેમને '**સત્યવાચા યુધિ-ષ્ઠિર**'નું બિરૂદ મળ્યું હતું. કદાચ કોઈ વખતે કોઈ પણ આકારે જો મૃષાવચન વદાય, તો તેની શુદ્ધિ માટે વિશેષ તપ કરવાનો દંડ પણ તેમણે રાખ્યો હતો.

(૩) **અસ્તેયવ્રત**–ત્રીજા વ્રતમાં શ્રી કુમારપાલ

મહારાજાએ સતોષ ધારણ કર્યો અને રાજ્યમા લેવાતા અપુત્રીયા-અવારસીયા ધનનો ત્યાગ કર્યો આ રીતિએ દર વર્ષે ૭૨ ) લાખ દ્રવ્યનુ આવતુ ઉત્પન્ન તેમણે જતુ કર્યું હતુ કુબેરશેઠની ૭ ક્રોડ સોનુ વગેરે અતુલ સપત્તિ સાભળવા છતા, તે લેવાને તેઓ લોભાયા નહોતા તેમણે પોતાના રાજ્યમા અદત્ત પરધન નહિ લેવાનો નિયમ કર્યો હતો

(૪) **બ્રહ્મવ્રત**-ચોથા વ્રતમા શ્રીકુમારપાલ રાજાએ પરનારીસહોદરતા અને સ્વસ્ત્રીસતોષનો નિયમ અગીકાર કર્યો હતો વ્રત ગ્રહણ કરતી વખતે રાજાને એક જ ભોપલ્લદેવી નામની રાણી હતી તેના મરણ બાદ ફરીથી ન પરણવાનો પણ તેમણે નિયમ કર્યો હતો તેઓ દિવસના રોજ બ્રહ્મચર્ય પાળતા હતા અને સર્વ પર્વતિથિની રાત્રિએ પણ બ્રહ્મચર્ય પાળતા હતા વર્ષાઋતુમા તેઓ મન-વચન-કાયાથી સપૂર્ણ બ્રહ્મચર્ય પાળતા હતા મનથી ભગ થાય તો ઉપવાસ, વચનથી ભગ થાય તો આયબિલ અને કાયાથી ભગ થાય તો વિગય ત્યાગ કરવાનો તેમણે નિયમ કર્યો હતો એમ કરીને તેમણે સર્વ દોષોનુ પ્રભવસ્થાન જે મન છે, તેના ઉપર જ મોટુ નિયત્રણ મૂકયુ હતુ થોડા

સમય પછી રાણી ભોપલ્લદેવી મરણ પામી, એટલે રાજાને સામન્તો અને પ્રધાનોએ ફરીથી લગ્ન કરવાનો ખૂબ જ આગ્રહ કર્યો, તથાપિ તેમણે લગ્ન ન જ કર્યું. આવી તેમની નિયમદૃઢતા હતી. ત્યારથી તેઓએ યાવજ્જીવ બ્રહ્મચર્ય પાળ્યું હતું. આથી શ્રી કુમારપાલ મહારાજાને 'રાજર્ષિ' એવું અજોડ બિરૂદ પણ મળ્યું હતું.

(૫) **અપરિગ્રહવ્રત**–પાંચમા વ્રતમાં કુમારપાલ મહારાજાએ ૬) ક્રોડ સુવર્ણ, ૮) ક્રોડ રૂપું, એક હજાર તોલા કિંમતી મણિ, બીજું અનેક ક્રોડ દ્રવ્ય, બે હજાર કુંભ[૭] ઘી–તેલાદિ, બે હજાર ખારી[૮] અનાજની, પાંચ લાખ ઘોડા, એક હજાર હાથી અને ઊંટ, ૮૦૦૦૦) ગોધન, ઘર, દુકાન, સભા, વહાણો, ગાડાં–દરેક પાંચસો પાંચસો, ચતુરંગ સેનામાં ૧૧૦૦) હાથી, ૫૦૦૦૦) રથ, ૧૧૦૦૦૦૦) ઘોડા અને ૧૮૦૦૦૦૦) પાયદળ રાખેલ; અને મીઠું, તેલ, લોહ, ગોળ વગેરે પાપદ્રવ્યો આવે તેનો ત્યાગ કર્યો હતો. રત્ન, સુવર્ણાદિ વસ્તુઓની

૭. વીસ દ્રોણનો એક કુંભ (જુઓ 'શ. ચિં.' કોષ)

૮. સોલ દ્રોણની એક ખારી. દ્રોણ એટલે બત્રીસ શેર (૮૦ રૂપિયાભારનો). જુઓ 'શ. ચિં.' કોષ.

ઘણી વૃદ્ધિ છતા, એ ધર્માત્માએ પોતે રાજાધિરાજ હોવા છતા ઉપર મુજબ સ્વલ્પ પરિગ્રહ રાખ્યો હતો

(૬) દિગ્વિરતિ–આ વ્રતમા શ્રી કુમારપાલે સર્વ ચૈત્યના દર્શન અને ગુરૂવદન સિવાય ચોમાસામા પાટણના દરવાજા બહાર પણ નહિ જવાનો નિયમ રાખ્યો હતો આ નિયમ સાભળીને ગુજરાત ઉપર શક રાજાએ ચોમાસામા ચઢાઈ કરી હતી તેમા પૂજ્ય ગુરૂદેવના પ્રતાપે તેને શિકસ્ત મળી હતી તે શક રાજાને છ મહિના સુધી તેના મ્લેચ્છ રાજ્યમા પણ અહિંસા પાળવાનુ કબૂલ કરાવીને, પછી માનપૂર્વક છોડી દેવામા આવ્યો હતો

(૭) ભોગોપભોગવિરતિ–આ વ્રતમા શ્રી કુમારપાલ મહારાજાએ ભોજનથી માસ, મદિરા, મધ, માખણ આદિ બાવીસ અભક્ષ્યોનો અને બત્રીસ અનન્ત-કાયોનો ત્યાગ કર્યો હતો રોગાદિ કષ્ટમા પણ તેમણે તેની છૂટ રાખી ન હતી પ્રભુની આગળ ન ધરવામા આવેલા ફલ, પુષ્પ, પત્ર, આહારાદિ વસ્તુઓ પોતે વાપરતા ન હતા અચિત્તમા માત્ર એક નાગરવેલનુ પાન તેઓ વાપરતા હતા દિવસમા આઠ જ પાનબીડાનો નિયમ તેમણે રાખ્યો હતો ખાધાવારે સાજે દિવસના આઠમા

ભાગે તેઓ ભોજન કરી લેતા હતા. તેઓ રાત્રિએ હંમેશાં ચોવિહાર કરતા હતા. ચોમાસામાં માત્ર એક ઘી વિગય જ તેઓ વાપરતા હતા. લીલું શાક બધું તેમણે ત્યાગ કર્યું હતું. તપનાં અંતર અને ઉત્તર પારણા સિવાય ચાતુર્માસમાં તેઓ હંમેશાં એકાસણું કરતા હતા અને બ્રહ્મચર્ય પાળતા હતા. સર્વ પર્વતિથિઓને દિવસે સચિત્ત તેમ જ વિગઈઓ તેઓ મુદ્દલ લેતા ન હતા. ઘેબરના ભોજનથી તેમને માંસાહારનું સ્મરણ થયું હતું, તેથી તેનો પણ તેમણે ત્યાગ કર્યો હતો. વળી પૂર્વે બત્રીસ દાંતથી અભક્ષ્ય ખાધું હતું, જેથી તેની પાપ-શુદ્ધિ માટે તેમણે ચોવીસ તીર્થપતિઓ આદિના બત્રીસ રાજવિહારો કરાવ્યા હતા.

કર્મથી તેમણે પંદર કર્માદાનોમાં અંગાર, શકટ આદિ કર્મોથી થતી આયપતનો નિષેધ કર્યો હતો અને તેના પટ્ટકો પણ રદ્દ કર્યા હતા.

(૮) **અનર્થદંડવિરતિ**—આ વ્રતમાં તેમણે શીકારાદિ સાતેય દુર્વ્યસનોની અઢારે દેશમાં બંધી કરી હતી; તેમ જ પોતે એક મહાન્ રાજવી હોવા છતાં, પ્રમાદ, ક્રીડા, હાસ્યોપચાર, શરીરશ્રૃંગાર, વિકથા વગેરે અનર્થ-

દંડાનો ત્યાગ કરી ધર્મધ્યાન રૂપી અમૃતસાગરમા મગ્ન બન્યા હતા

(૯) સામાયકવ્રત—આ વ્રતમા શ્રી કુમારપાલે હમેશા બે સામાયક અને ઉભય ટક આવશ્યક કરવાનો નિયમ રાખ્યો હતો સામાયકમા તેઓ પૂજ્ય ગુરૂમહારાજ સિવાય અન્ય સાથે બોલતા ન હતા પાછલી રાત્રિએ સામાયક લઈને તેઓ શ્રી યોગશાસ્ત્ર અને શ્રી વીતરાગસ્તોત્રનો પાઠ કરતા હતા સામાયકમા તેઓ 'પડિલેહેલ વસ્ત્ર' વગેરે વિધિનો ઉપયોગ કરતા હતા

(૧૦) દેશાવકાશિકવ્રત—આ વ્રતમા શ્રી કુમારપાલ મહારાજા રાત્રિએ પોતાના મકાનમાથી બહાર જતા ન હતા અને દિવસે પણ શ્રી જિનમદિર તથા ઉપાશ્રય ગમન સિવાય તેમણે રાજ્યપાટી વગેરેનો ત્યાગ કર્યો હતો

(૧૧) પૌષધવ્રત—આ વ્રતમા આ ધર્માત્મા મહારાજાએ સર્વ પર્વદિવસોએ પૌષધ કરવાનો નિયમ કર્યો હતો પૌષધમા તેઓ ઉપવાસનો તપ કરતા હતા, રાત્રિએ સુતા ન હતા, શ્રી ગુરૂમહારાજની

વિશ્રામણા કરતા હતા, પુંજ્યા વિના ચાલતા ન હતા અને ઉઘાડા મુખે બોલતા ન હતા. પ્રાયઃ આખી રાત્રિ તેઓ ઉભા ઉભા કાઉસ્સગ્ગ કરતા હતા અને અશક્તિએ દર્ભાસને બેસી પ્રાણાયામ ધ્યાન કરતા હતા.

(૧૨) **અતિથિસંવિભાગવ્રત**—આ વ્રતમાં 'રાજપિંડ સાધુને કલ્પે નહિ.'—આ કારણથી પુણ્યાત્મા શ્રી કુમારપાલ મહારાજાએ શ્રી ભરત મહારાજાની માફક સાધર્મિકભક્તિ કરવાનો નિયમ સ્વીકાર્યો હતો. તેમણે પોતાના રાજ્યમાં શ્રાવકો ઉપરનો લેવાતો ૭૨) લાખ દ્રવ્યપ્રમાણનો કર લેવો છોડી દીધો હતો. તેઓ સીદાતા સાધર્મિકોને રોજ એક હજાર સોનૈયાનું રોકડ ભક્તિદાન કરતા હતા. તે ઉપરાન્ત તેમણે દાનશાળાઓ કરાવી હતી, જ્યાં તેઓ સાધર્મિકોને ખૂબ સન્માનપૂર્વક ભક્તિથી ઘેબર આદિ ઉત્તમ ભોજનો જમાડતા હતા, વસ્ત્રાદિની પ્રશસ્ત પહેરામણીઓ કરતા હતા અને કુટુંબનિર્વાહ માટે ઘણું ધન પણ આપતા હતા. વળી તેમણે સાધર્મિકોને ધર્મક્રિયાઓ કરવા માટે પૌષધશાળાઓ પણ બંધાવી હતી. પારણાને દિવસે તેઓ શ્રી ત્રિભુવનપાલ વિહારમાં સ્નાત્રાવસરે ભેગાં થયેલાં સર્વ સાધર્મિકોને સાથે જમાડીને જમતા હતા. ભોજન

સમયે તેઓ ઢોલ વગડાવીને અનુકમ્પા–દયા દાનની પ્રવૃત્તિ પણ સેવતા હતા દીન, દુખી, દુસ્થિત, અનાથ, ભૂખ્યા, સૌ યાચકોને ભોજન અપાવીને તથા સર્વ રાજદ્વારો અને જવા–આવવાના માર્ગો ખૂલ્લા રખાવીને, તેઓ ધર્મયુક્ત ભોજન કરતા હતા.



## ધર્માત્મા શ્રી કુમારપાલ મહારાજાના સદ્વ્યયો

(૧) પચમકાનના કલ્પતરૂ સમાન આ રાજવીએ ચૌદસો નવીન ભવ્ય જિનમદિરો બધાવ્યા હતા,[૯] શ્રી ત્રિભુવનપાલ વિહાર બધાવવામા ૯૬) ક્રોડ દ્રવ્યનો વ્યય કર્યો હતો અને મેકડો શ્રી જિનપ્રતિમાઓ ભરાવી હતી, જેમા અનેક સોના, માણેક અને રત્નોની પણ કરાવી હતી અજનશલાકા–પ્રતિષ્ઠાના મહોત્સવો પણ તેમણે ઘણા કર્યા હતા

(૨) તેમણે સોળ હજાર જિર્ણોદ્ધાર કરાવ્યા હતા (જુઓ, **શ્રી કુમારપાલ પ્રબન્ધ પૃ ૯૬/૧**) તેમણે પોતાના તાબાના રાજાઓ પાસે પણ તેમના દેશોમા શ્રી જિનમદિરો બધાવ્યા હતા

(૩) તેમણે એકવીસ જ્ઞાનભડારો કરાવ્યા હતા, ૧૧ અગ, ૧૨ ઉપાગાદિ સિદ્ધાન્તોની એક એક પ્રતિ, શ્રી ત્રિષષ્ઠિશલાકાપુરૂષ ચરિત્ર, યોગશાસ્ત્ર તથા વીતરાગસ્તોત્રાદિ શાસ્ત્રોની પ્રતિઓ

૯ શ્રી શ્રાદ્ધવિધિમા (પૃ ૧૭૯/૧) ૧૪૪૪ નવીન જિનમદિરો અને ૧૬૦૦ જિર્ણોદ્ધારો કરાવ્યાનો ઉલ્લેખ છે.

સુવર્ણાક્ષરે લખાવી હતી અને પૂજ્ય ગુરૂ કલિકાલસર્વજ્ઞ શ્રી સૂરિજી મહારાજા જે ગ્રન્થો બનાવે તે લખાવવાનો અભિગ્રહ કર્યો હતો. ૭૦૦ લહીયાઓ રાખીને તેઓ લેખનકાર્ય કરાવતા હતા. લખતાં લખતાં તાડપત્રો જ્યારે ખૂટ્યાં ત્યારે ઉપવાસનું પચ્ચખ્ખાણ કરીને, શ્રી કુમારપાલે પોતાના બગીચામાં ખરતાડોને હસ્તસ્પર્શ કરીને આભૂષણ પહેરાવ્યાં. તેઓની આ અડગ ધર્મશ્રદ્ધાના મહિમાથી બીજી સવારે તે સઘળાં શ્રી તાડવૃક્ષ બની ગયાં હતાં, અને એથી તાડપત્રી ઉપરનું લખાણ ચાલુ રખાવ્યું હતું.

(૪) તેમણે શ્રી ચતુર્વિધ સંઘપૂજામાં પણ અનેક ક્રોડ દ્રવ્યનો વ્યય કર્યો હતો, તેમજ અનેક પૌષધશાળાઓ, દાનશાળાઓ અને ભોજનશાળાઓ બંધાવી હતી. સાધર્મિક ઉદ્ધારમાં તેઓ પ્રતિવર્ષ એક ક્રોડ દ્રવ્ય ખર્ચતા હતા. એ રીતિએ ચૌદ વર્ષમાં ચૌદ ક્રોડ તેમણે ખર્ચ્યાં હતા. શ્રાવકો ઉપરનો પ્રતિવર્ષ ૭૨) લાખનો લેવાતો કર તેમણે બંધ કર્યો હતો. પ્રતિવર્ષ ૭૨) લાખની અવારસી મીલ્કતની આવક આવતી હતી, તેનો પણ તેમણે ત્યાગ કર્યો હતો. અવારસી મીલ્કતનો ધારો રદ કરનારા ઈતિહાસમાં તેઓ પહેલા જ રાજા હતા અને તેઓ એક જ થયા.

(૫) શ્રી સિદ્ધિગિરિજી, ગીરનારજી અને ચંદ્રપ્રભાસપાટણનો છ'રી પાળતો શ્રીસંઘ તેમણે કાઢ્યો હતો. પોતાની વૃદ્ધાવસ્થા છતાં, આ સંઘમાં તેઓએ છ'રી પાળતા, ખૂલ્લા પગે ચાલીને યાત્રા કરી હતી. નવ લાખ સુવર્ણની કિંમતનાં નવ મહા-

રત્નોથી તેમણે શ્રી યુગાદિદેવની નવાંગ પૂજા કરી હતી ત્રણેય રથયાત્રાએ તીર્થમાળ પોતે ન પહેરતા, ઉછામણી બોલાની ૩ાા ક્રોડની તેમણે દેવદ્રવ્યમા વૃદ્ધિ કરી હતી રાા ક્રોડની કિંમતના બે મણિ બે હારમા નાખીને, તેમણે શ્રી યુગાદિદેવને તથા શ્રી નેમનાથ પ્રભુજીને ચઢાવ્યા હતા શ્રી ગીરનારજી ચઢવા માટે પગથીયાની શ્રેણીવાળો સુગમ માર્ગ તેઓશ્રીએ બંધાવ્યો હતો

(૬) આઠ દિવસનો ભારે રથયાત્રા મહોત્સવ તેમણે શ્રી પાટણ નગરમા ઉજવ્યો હતો

ઈત્યાદિ અગણિત દ્રવ્યવ્યય સાતેય સદ્ધર્મક્ષેત્રોની સદ્ભક્તિમા અને અનુકંપા તથા ઉચિત દાનમા કરીને, **ગુજરાતના સાચા નાથ** રાજાધિરાજ શ્રી કુમારપાળે શ્રી જિનશાસનની અજોડ પ્રભાવના કરી હતી

---

## શ્રી કુમારપાલ મહારાજાની દિનચર્યા

૧ સૂર્યોદય પૂર્વે રાત્રિશેષે શ્રી નમસ્કાર મહામંત્રના સ્મરણ પૂર્વક તેઓ ઉઠતા હતા અને સામાયક-પ્રતિક્રમણ કરીને શ્રી યોગશાસ્ત્ર તથા વીતરાગસ્તોત્રોનો પાઠ કરતા હતા પછી-

૨ કાયશુદ્ધિ કરીને તેઓ પુષ્પાદિ વિધિથી ઘર દેરાસરમા પ્રાત પૂજા કરતા હતા પછી-

૩ તેઓ યથાશક્તિ પચ્ચખ્ખાણ કરતા હતા પછી-

૪ શ્રી ત્રિભુવનપાલ વિહારમા જઈ ૭૨) સામન્તો આદિ સાથે તેઓ શ્રી અષ્ટપ્રકારી જિનપૂજા કરતા હતા પછી-

૫ તેઓ શ્રી ગુરૂપૂજા કરતા હતા અને ગુરૂવંદન કરીને પચ્ચખ્ખાણ પ્રકાશતા હતા. પછી–

૬ પૂજ્ય ગુરૂમહારાજ પાસે પરલોક સુખાવહ શ્રી ધર્મકથાનું તેઓ શ્રવણ કરતા હતા. પછી–

૭ સ્વસ્થાને આવી લોકોની તેઓ અરજીઓ સાંભળતા હતા. પછી–

૮ નૈવેદ્યના થાળ ધરી તેઓ ગૃહચૈત્યોની પુનઃ પૂજા કરતા હતા. પછી–

૯ તેઓ સુશ્રાવક–સાધર્મિક ભાઈઓ સાથે સંવિભાગ કરી, ઉચિત અનુકંપાદિ દાનપૂર્વક શુદ્ધ ભોજન કરતા હતા. પછી–

૧૦ સભામાં જઈ વિદ્વાનો સાથે તેઓ શાસ્ત્રાર્થ વિચારતા હતા. પછી–

૧૧ રાજસિંહાસને બેસીને સામંત, મંત્રી, માંડલીક, શ્રેષ્ઠિ આદિ મહાજનોને તેઓ દર્શન આપતા હતા. પછી–

૧૨ તેઓ આઠમ, ચૌદશ સિવાય દિવસના આઠમા ભાગે સાંજનું ભોજન કરી લેતા હતા. પછી–

૧૩ સાંજે પુષ્પાદિવિધિથી તેઓ ગૃહચૈતન્યની પૂજા કરતા હતા. પછી–

૧૪ પૂજ્ય શ્રી ગુરૂમહારાજ પાસે ઉપાશ્રયે જઈ તેઓ સામાયક–પ્રતિક્રમણ કરતા હતા. પછી–

૧૫ પાટ ઉપર બેસીને તેઓ રાત્રિના આરતી-મંગળ દીવો કરાવતા હતા પછી-

૧૬ શ્રી સ્થુલભદ્રાદિ મહાપુરૂષોનુ સ્મરણ અને ભાવના કરી, સર્વ જીવોને ખમાવી, તેઓ નમસ્કારપૂર્વક શાન્ત નિદ્રા કરતા હતા

## શ્રાદ્ધરત્ન શ્રી કુબેરશેઠની નિયમપોથી

૧ નિરપરાધી ત્રસ જીવને હણીશ નહિ

૨ પાપ રાખીને અથવા સામાનુ ખરાબ કરવાની બુદ્ધિથી જુઠ્ઠુ બોલીશ નહિ

૩ ચોરી કરીશ નહિ

૪ પરસ્ત્રી સેવીશ નહિ

૫ મધ, મદિરા, માંસ, માખણ રાત્રિ ભોજનનો ત્યાગ કરૂ છુ

૬ પરિગ્રહમા ૬) ક્રોડ સોનુ, ૮) ક્રોડ રૂપુ, ૧૦૦૦ તોલા મણિ, ૨૦૦૦) કુભ ઘી-તેલાદિ, ૨૦૦૦ ખારી અનાજની, ૫૦૦૦૦ ઘોડા, ૧૦૦૦ હાથી, ૮૦૦૦૦ ગોધન, ૫૦૦ હળ, ૫૦૦ દુકાન, ૫૦૦ મકાન, ૫૦૦ વહાણ, ૫૦૦ ગાડા, આટલા પુણ્યોપાર્જીત લક્ષ્મી છે, તે ઉપરાન્ત મારી ભુજોપાર્જન લક્ષ્મીનો હુ ધર્મમા સદુપયોગ કરીશ ઈત્યાદિ

॥ इति श्रानित्यनियमजीवनग्रन्थेषु आदर्श-
जीवनशुद्धिकाख्यो वा तृतीयो विभाग ॥

# વિભાગ ચોથો



## ૧૨૪ અતિચારોની સમજણ

શ્રી સમ્યક્ત્વ મૂલ બાર વ્રતના એકંદર ૮૦) અતિચારોનું વર્ણન વિભાગ બીજામાં કરી ગયા છીએ. તે ઉપરાન્ત પંચાચારના ૩૯ અતિચારો અને સંલેખનાના ૫ અતિચારો શાસ્ત્રે ફરમાવ્યા છે, તે હવે અનુક્રમે નીચે પ્રમાણે જણાવીએ છીએ.

### પંચાચારો

**૧-જ્ઞાનાચારના આઠ આચારો સેવનીય છે.**

(૧) **કાલ**-અસ્વાધ્યાયાદિ રૂપ અકાલે ન ભણવું, સ્વાધ્યાયાદિ રૂપ કાલે ભણવું અને મધ્યાહ્નાદિ કાલવેલામાં ન ભણવું.

(૨) **વિનય**-ગુરૂનો વંદનાદિ વિનય કરવો.

(૩) **બહુમાન**-ગુરૂ પ્રત્યે અંતરથી ભક્તિ રાખવી.

(૪) **ઉપધાન**-પાઠયસૂત્રનો શ્રાવકે ઉપધાન વગેરે અને સાધુઓએ યોગ વગેરે તપ કરવો.

(૫) **અનિહ્નવણ**-પાઠક ગુરૂ જે હોય તેમનું નામ ન છૂપાવવું.

(૬) **વ્યંજન**-શબ્દ ખોટા ન કરવા.

(૪) મૃષા ઉપદેશ-ધર્મના નામે જુઠ્ઠો ઉપદેશ, ખોટી સલાહ, અજ્ઞાત મંત્ર, ઔષધાદિ આપવા તે

(૫) કૂટ લેખ-ખોટા દસ્તાવેજ કરવા, સામાના અક્ષર બનાવવા, લખેલ અક્ષર કાઢી નાખવા, વગેરે

બીજા વ્રતના આ પાંચ અતિચારો છે તે પરિણામે હિંસાના કારણો છે જીવનશુદ્ધિના લક્ષ્યથી આ અતિચારો પણ ન સેવાય તેનું ધ્યાન રાખવું

નોંધ—

"दौर्भाग्यं प्रेष्यतां दास्य-मङ्गच्छेदं दरिद्रताम् ।
अदत्तात्तफलं ज्ञात्वा, स्थूलस्तेयं विवर्जयेत् ।।६५।।"

યો. શા. દ્વિ. પ્ર.

—'દુર્ભાગ્ય, નોકરી, ગુલામી, અંગચ્છેદ, દરિદ્રતા આદિ ચોરીનાં ફલ છે–એમ જાણીને, નીતિથી નહિ આપેલી વસ્તુ લઈ લેવા રૂપ અદત્તાદાન–ચોરીનો ત્યાગ કરો.'

## ત્રીજું સ્થૂલથી અદત્તાદાન વિરમણ વ્રત

**વ્યાખ્યા**–પારકી વસ્તુ ધણીની ખુશી વિના લેવી, જેથી પ્રકટ ચોર કહેવાય, રાજદંડ થાય, લોકનિંદા કરે, તેવી બધી ચોરી કરવી નહિ. જેમ કે–ખાતર પાડવું નહિ, ગાંઠ છોડવી નહિ, ખીસ્સું કાતરવું નહિ, તાળું ભાંગવું નહિ, લૂંટ કરવી નહિ, કોઈની પડી ગયેલી ચીજ લેવી નહિ, દાણ કે આવકવેરા આદિની ચોરી કરવી નહિ.

### ( પેટા નિયમો )

૧ કોઈનું હક્કથી વધારે લેવું નહિ અને ઓછું આપવું નહિ.

૨ જેનું વધારે લીધું હોય તેનું આપી દેવાની દાનત રાખવી, અતિ લોભ કરવો નહિ.

૩ ધર્માદાનુ દેવુ તરત ચૂકવી આપવુ બોલી કરીને રાખી નહિ મૂકવુ

૪ વસ્તુની મેળભેળ કરી કાઈને છેતરવા નહિ, ઈત્યાદિ

## ( જયણા )

માલિકી વિનાની નજીવી ચીજ લેવાય, સબધીના ઘરની વસ્તુ લેવાય, ધણી ના પાડે તેમ ન હોય અગર તેના મનને કશુ દુખ થાય તેવુ ન હોય તેની ચીજ લેવાય, અજાણતા દાણ વગેરે ન ચૂકવાય, ટપાલ વગેરેની સૂક્ષ્મ ચોરી થઈ જાય, માન-માપામા અજાણતા ફેરબદલ થાય, સ્વપ્નમા કોઈની વસ્તુ લેવાય, કાયદાની ગુચવણ, બલાત્કાર આજીવિકાદિ કારણ, નિધાન તથા ધરપ્રમગાદિમા અજાણતે અથવા પરપગવી અનાભોગ થાય, તેની જયણા રાખવી

## ( ધ્યેય )

ધરવ્યવહાર અને બીજી સર્વ લેવડ-દેવડમા સખ્ત નીતિ-પ્રમાણિકપણુ જાળવવાનુ ધ્યેય રાખવુ અતિ ઉચ્ચુ ઘીથી ચોપડેલુ અન્ન તથા સાધા સિવાયુ વસ્ત્ર મળે તેનાથી વધારે જરૂરીયાત માનવી, તે લોભના લક્ષણ છે સમાજમા જે નર ' પુણીયા ' શ્રાવક જેવા સતોષી બને તેને ધન્ય છે ' સતોષી નર સદા સુખી ' સાધુ મહારાજની ઉત્તમ સતોષવૃત્તિને ધ્યાનમા રાખી તમો પણ તમારી નીતિમત્તાનુ ધોરણ ઉચુ જાળવી રાખવાનુ ધ્યેય રાખો

અતિચારો—

(૧) સ્તેનાહૃત–ચોરની લાવેલી વસ્તુ મફત અથવા થોડી કિંમતમાં લેવી તે.

(૨) તસ્કરપ્રયોગ–ચોરને ચોરી કરવાની પ્રેરણા કરવી, ચોરીનાં સાધન, ભોજન વગેરે આપી મદદ કરવી તે.

(૩) તત્પ્રતિરૂપ–વસ્તુ ભેળસેળ કરવી, જે દેખાડી હોય તેને બદલે ભળતી બીજી આપવી તે.

(૪) વિરુદ્ધગમન–રાજ્યે નિષેધેલા અને નિષેધ કરેલા સ્થાને જઈ વેપાર કરવા, અથવા તે હેતુથી જકાત–મહેસુલ આપ્યા વિના છાનીમાની કોઈ ચીજ લઈ જવી–લાવવી તે.

(૫) કૂટતોલ–લેવા–દેવાનાં માન–માપાં વત્તાં–ઓછાં કરવાં તે.

ત્રીજા વ્રતના આ અતિચારો છે. સુખી થવાની ઈચ્છાવાળાઓએ આ અતિચારોનો પણ ત્યાગ પાળવો.

નોંધ—

"षण्ढत्वमिन्द्रियच्छेदं, वीक्ष्याब्रह्मफलं सुधीः ।
भवेत्स्वदारसंतुष्टो-ऽन्यदारान्वा विवर्जयेत् ॥७६॥ '
યો શા દ્વિ પ્ર

—'નપુંસકપણુ, ઇન્દ્રિયછેદ વગેરે અબ્રહ્મચર્ય-વ્યભિચારનુ ફળ છે, તે જોઈને બુદ્ધિમાને સ્વસ્ત્રીમા સતોષ રાખવો, પરસ્ત્રીનો ત્યાગ કરવો '

## ચોથુ સ્થૂલ બ્રહ્મચર્ય, સ્વદારાસતોષ અને પરસ્ત્રી-વિરમણ વ્રત

વ્યાખ્યા–કાયાથી સ્રી–પુરૂષે પરસ્પર સમાગમ ન કરવો, અથવા પોતાની પરણેલી સ્રીમા (સ્રીએ પુરૂષમા) સતોષ રાખવો, પરસ્રી સાથેના સમાગમનો (સ્રીએ પર–પુરૂષગમનનો) ત્યાગ કરવો દેવ, તિર્યંચ તથા નપુસક સાથેના વિષયનો સર્વથા ત્યાગ કરવો મૈથુન-સજ્ઞારૂઢ થયેલો જીવ તત્ક્રિયાથી બેથી નવ લાખ ગર્ભજ પચેન્દ્રિય જીવોને, બેઇન્દ્રિય જીવોને તથા અસખ્ય સમૂર્છિમ પચેન્દ્રિયોને હણે છે શકયતા પ્રમાણે મૂર્છા જીતીને દરેક મનુષ્યે બ્રહ્મચર્ય જ ધારણ કરવુ હિતાવહ છે. સોનાના જિનભવનો કરાવવા કરતાય

બ્રહ્મચર્યપાલનમાં વધારે લાભ શાસ્ત્રકારે બતાવ્યો છે. પરસ્ત્રીનો ત્યાગ કરી નિજ સ્ત્રીમાં સંતુષ્ટ રહેનાર ગૃહસ્થ મર્યાદિત બ્રહ્મચર્યનો લાભ મેળવે છે.

## ( પેટા નિયમો )

૧ દિવસે બ્રહ્મચર્ય પાળવું.

૨ અમુક તિથિ, અઠ્ઠાઈ, ચાતુર્માસ વગેરેમાં સર્વથા બ્રહ્મચર્ય પાળવું.

૩ સ્ત્રી મિત્રો ( સ્ત્રીએ પુરૂષ મિત્રો) કરવા નહિ.

૪ વિકારી ખાનપાન, વિકારી નજર, વિકારી ચિત્રો, વિકારી સાહિત્ય અને ખાસ કરીને વિકારજનક એકાન્ત ન સેવવાં.

## ( જયણા )

સ્વપ્નદોષ, મન–વચનની ચંચલતા, વ્યવહારિક જવા–આવવાના પ્રસંગે અસાવધતા અને સદ્બુદ્ધિથી દવા વગેરે કારણે સ્પર્શાદિની જયણા.

## ( ધ્યેય )

આત્માએ આત્મામાં જ રમણતા રાખવી, એ બ્રહ્મચર્યનો તાત્પર્યાર્થ છે. વિભાવદશામાં જવું એ બધો વ્યભિચાર છે. મન–વચન–કાયાથી સ્વપ્નમાં પણ દોષ ન લાગે તેવું બ્રહ્મચર્ય પાકટ બનાવવાનું ધ્યેય રાખવું. આ માટે જનનેન્દ્રિયોનો ખૂબ સંયમ રાખવો, એટલું જ નહિ, કિન્તુ અન્ય સર્વ ઈન્દ્રિયોને પણ કબજે રાખવી અને સ્વાદવૃત્તિને ખાસ કરીને જીતવી. કામના સંકલ્પ સરખાય કરવા નહિ. રાગ એટલા જ રોગ

સમજીને તેનાથી છેટા રહેવુ નૈષ્ઠિક બ્રહ્મચર્ય વગેરેના નામે વિજાતીય મહચાર મેવવાની ભૂલ ન કરવી સર્વ વ્રતોમા દીવા-સમાન આ વ્રત હોઈ મનુષ્યે પોતાના ચારિત્રમા જરાય શિથિલતા સેવવી નહિ

## અતિચારો—

(૧) **અપરિગૃહિતા ગમન**-વિધવા, વેશ્યા, કુમારિકાદિ કોઈની ન ગ્રહણ કરેલી સ્ત્રી સાથે વિષય સેવવો, સ્ત્રીએ કુવારા અથવા વિધુર પુરુષ સાથે વિષય મેવવો તે

(૨) **ઈત્વર પરિગૃહિતા ગમન**-કોઈની અમુક સમય ગ્રખાત કરેલી વેશ્યા પ્રમુખને સેવવી, સ્ત્રીએ થોડા સમય માટે અન્ય વશીકૃત પુરુષ સાથે સબધ કરવો તે (સ્ત્રીને તથા 'સ્વદારા સતોષ'ના નિયમવાળાને આ બન્ને અનાચાર જાણવા, અપેક્ષાએ અતિચાર પણ જાણવા જુઓ નીચે ફુટનોટ-૧)

૧—જેમ કે-સ્ત્રીને અનાભોગાદિથી પરપુરુષ અથવા બ્રહ્મચારી એવા સ્વપતિને સેવતા પ્રથમ અતિચાર થાય, જ્યારે સપત્નીના વારે પોતાનો પતિ સપત્ની પરિગૃહિત થયો હોય, ત્યારે તેનો વારો લોપી પોતે સેવે એટલે બીજો અતિચાર થાય પુરુષને અનાભોગાદિથી પહેલો અતિચાર થાય અને પોતે ભાડુ આપી ઈત્વરકાલિન પરિગ્રહિત વેશ્યાને સ્વદારાબુદ્ધિથી સેવે ત્યારે બીજો અતિચાર થાય (આ. શ્રી રત્નશેખરસૂરિ કૃત શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રવૃત્તિ, પ ૮૪/૨ )

(૩) **અનંગક્રીડા**–પરસ્ત્રીઓ (સ્ત્રીએ પુરૂષો) સાથે આલિંગનાદિ કામચેષ્ટાઓ કરવી; અથવા સ્વસ્ત્રી (સ્વપુરૂષ) સાથે કામાસનો, સૃષ્ટિવિરૂદ્ધ કર્મ, હસ્તકર્મ તથા કૃત્રિમ કામોપકરણો સેવવાં તે.

(૪) **પરવિવાહકરણ**–પારકાં છોકરાંના વિવાહ કરાવવા, અથવા અસંતોષથી એક ઉપર બીજી સ્ત્રી પરણવી, વૃદ્ધાવસ્થાએ લગ્ન વગેરે કરવાં તે.

(૫) **તીવ્રાભિલાષ**–વિષયભોગની અતૃપ્તપણે તીવ્ર ઈચ્છા કરી વારંવાર અભિલાષા કરવી તથા વાજીકરણ કે કામવર્ધક ઔષધીઓ વગેરે ખાવી તે.

ચોથા વ્રતના આ અતિચારો પ્રયત્નથી ટાળવા અને શીયલની [2]નવ વાડો સાચવવાનો બરાબર ઉપયોગ રાખવો.

**નોંધ** –

---

૨ "वसहीकहनिसिज्जिंदिअ–कुड्डितरपुव्वकीलिएपणीए ।
अइमायाहारविभूसणाइं, नव बंभचेरगुत्तिओ ॥"

૧. સ્ત્રીઓ આદિની વસ્તીમાં રહેવું નહિ. ૨. સ્ત્રીઓની અથવા સ્ત્રીઓ સાથે કથા–વાર્તા કરવી કે સાંભળવી નહિ. ૩. સ્ત્રીઓનાં આસન–ઉપકરણ ઉપયોગમાં લેવાં નહિ. ૪. સ્ત્રીઓનાં

"असतोषमविश्वास-मारम्भं दुःखकारणम् ।
मत्वा मूर्च्छाफलं कुर्या-त्परिग्रहनियन्त्रणम् ॥१०६॥"
યો શા દ્વિ પ્ર

—'સદા દુઃખને કરનારા અસંતોષ, અવિશ્વાસ, આરંભ વગેરે મૂર્છા-પરિગ્રહના ફલ જાણીને પરિગ્રહ-મૂર્છાનો ત્યાગ અથવા મર્યાદિત પરિમાણ કરવું-મર્યાદા બાંધવી.'

## પાંચમું સ્થૂલ પરિગ્રહ પરિમાણ વ્રત

વ્યાખ્યા-રોકડ, અનાજ, ખેતર, મકાન, સોનું-રૂપું, ઝવેરાત, રાચરચીલું, નોકર-ચાકર, ઢોરઢાખર-આ નવવિધ પરિગ્રહનું જુદું જુદું પ્રમાણ નિયત કરવું અથવા બધાનું ભેગું અમુક રકમનું ધારવું.

---

અંગોપાંગ જોવા નહિ, આંખે આંખ મિલાવવી નહિ ૫ ભીંત વગેરેના ઓઠેથી સ્ત્રી-પુરુષની એકાન્ત ક્રિયા જોવી-જાણવી નહિ ૬ પૂર્વે ભોગવેલા વિષયો યાદ કરવા નહિ ૭ રસદાર-માદક-વિકારી ખાણા-પીણા-વ્યસન સેવવા નહિ (સાદા આહારમાં પણ અકરાંતિયાપણું કરવું નહિ) ૮ માથાના વાળ, પોપાક આદિમાં સાજ સજવું-ચાંગીરિક શૃંગાર કે તંગ કપડાં વગેરેની વિકારોત્પાદક ટાપટીપ કરવી નહિ

## ( પેટા નિયમો )

૧ રોકડ    ૨ અનાજ    ૩ ખેતર

૪ મકાન    ૫ સોનું–રૂપું    ૬ ઝવેરાત

૭ વાસણ–કુસણાદિ રાચરચીલું    ૮ નોકર–ચાકર

૯ ગાય, ભેંસ, બળદ, ઘોડા વગેરે અમુક પ્રમાણથી વધારે રાખવું નહિ, અથવા તમામ વસ્તુનું એકંદર પ્રમાણ અમુક રૂપિયાથી વધારે રાખવું નહિ. જો તે વધારે થાય તો તરત જ ધર્માર્થ કરવું.

૧૦. વધારે રળવા માટે વધુ પ્રવૃત્તિ કરવી નહિ, પરંતુ જે રળવામાં આવે તેમાં ધર્મમાર્ગે સદુપયોગ કરવાની વૃત્તિ જરૂર રાખવી.

૧૧. આવકનો ાા–ા કે અમુક ભાગ તીર્થાદિમાં સારા માર્ગે ખરચવો.

## ( જયણા )

રાખેલ પ્રમાણમાં ન્યૂનાધિક કરી એકંદર સરખું રાખવાની; ભેટ, સોગાદ કે લેણ–દેણ તેમ જ અનામત વગેરેમાં કિંમત વધી જતાં તથા અજાણતે પ્રમાણાતીત થાય તેની જયણા. પરન્તુ પછીથી પ્રમાણસર કરી લેવું.

## ( ધ્યેય )

પરિગ્રહ રાશિ વિનાનો ગ્રહ છે. ત્રીજા વ્રતના ધ્યેયમાં જણાવ્યા મુજબનો સંતોષ રાખવો. વધારે સંગ્રહખોરીથી વધારે મૂર્ચ્છા

અને પાપબંધ થાય છે પરિગ્રહમા ધારેલ પ્રમાણથી વધુ મેળવવાની લાલસા કે પ્રવૃત્તિ ન રાખવી અને તે સર્વ મૂકીને જવાનુ છે, નાશવંત છે, આત્માથી પર છે આથી લક્ષ્મી, પરિવાર, શરીર આદિ કોઈ પણ પદાર્થ ઉપર ગૃહસ્થીપણામા પણ મૂર્છા-મમતા રાખવી નહિ અનાસક્ત ભાવે જીવતા શીખવુ અને નિર્ગ્રન્થપદ પામવાનુ ધ્યેય રાખવુ

**અતિચારો—**

(૧) ધન, ધાન્ય, પરિમાણાતિક્રમ-ધન-ધાન્યના ધારેલા પ્રમાણનુ સ્વ-પુત્રાદિના નામે ચઢાવી ઉલ્લંઘન કરવુ તે
(૨) ક્ષેત્ર, વાસ્તુ, પરિમાણાતિક્રમ-ખેતર આદિ સ્થાવર વસ્તુનુ પરિમાણ, બે એકઠા કરવા વગેરેથી ઉલ્લંઘવુ તે
(૩) રૂપ્ય, સુવર્ણ, પ્રમાણાતિક્રમ-સોના-રૂપાદિનુ ધારેલુ પ્રમાણ પત્ની આદિને આપી દઈ ઉલ્લંઘવુ તે
(૪) કુપ્ય પરિમાણાતિક્રમ-ત્રાંબાદિ ધાતુ અને રાચરચીલાના પ્રમાણનુ નાનુ-મોટુ કરી ઉલ્લંઘન કરવુ તે
(૫) દ્વિપદ, ચતુષ્પદ પ્રમાણાતિક્રમ-સ્ત્રી-પત્ની, દાસ-દાસી તથા જાનવરનુ ધારેલુ પ્રમાણ ગર્ભાદિ ગ્રહણ કરાવી ઉલ્લંઘવુ તે

પાચમા વ્રતના આ અતિચારો ન લાગે તેનો ઉપયોગ રાખવો

**નોંધ—**

( ત્રણ ગુણવ્રતો )

( ૬ )

" जगदाक्रममाणस्य, प्रसरल्लोभवारिधेः ।
स्खलनं चिदधे तेन, येन दिग्विरतिः कृता ॥३॥ "

યો. શા. ત્રિ. પ્ર.

—'જેણે દશેય દિશામાં ભમવાનું વાર્યું છે, તેણે જગતને દબાવી ફેલાતા લોભસમુદ્રને રોક્યો છે.'

## છઠ્ઠું દિગ્વિરમણ વ્રત

**વ્યાખ્યા**—ચાર દિશા, ચાર વિદિશા, ઉર્ધ્વ દિશા અને અધો દિશા મળી દશ દિશામાં જવા-આવવાનો નિયમ કરવો.

### ( પેટા નિયમો )

૧ પૂર્વાદિ ચાર દિશામાં અમુક ગાઉથી,
૨ અગ્નિ આદિ ચાર ખુણામાં અમુક ગાઉથી,
૩ ઉપર અને નીચે અમુક ગાઉથી,
૪ ચાતુર્માસમાં સ્વગ્રામની સીમથી, બહાર ન જવું.
૫ હિંદુસ્તાનના કિનારો છોડી વિલાયત વગેરેમાં ન જવું, ઈત્યાદિ.

### ( જયણા )

નક્કી દિશાભાગમાંથી આવતાં છાપાં, તાર, ટપાલ, માણસ,

ચીજ આદિ લેવા-મોકલવાનો ઉપયોગ કરવો પડે, અવાન્તર દિશાભેદ થાય, અકસ્માત કારણ, શારીરિક વ્યાધિ, પરવશતા, તીર્થયાત્રા વગેરે પ્રયોજનમા જયણા ભાન આવી જતા ધારેના દિશાપ્રમાણમા આવી જવુ

( હેયેય )

સસારની અવિરતિમા પડેલો આ જીવ લોઢાના બળતા ગોળા જેવો છે, તેનાથી જ્યા જાય ત્યા પટ્જીવનિકાયોનુ ઉપમર્દન થાય છે અને ત્યા પ્રવર્તતા હિસાદિ અઢારેય પાપ સ્થાનકોની અનુમોદનાનો દોષ લાગે છે નિષ્પ્રયોજન અધિક મુસાફરી પણ એક પ્રકારનો રોગ છે આ જાણીને શક્ય એટલુ બાહ્ય દિશાગમન નિવારવુ અને જ્ઞાનાદિ ઉપયોગે આત્માની અભ્યતર દિશામા વિચારવાનુ વધારે લક્ષ્ય રાખવુ

**અતિચારો—**

(૧) **ઉર્ધ્વદિક્ પરિમાણાતિક્રમ**—અનાભોગાદિથી મર્યાદા કરતા વધારે ઉચે જવુ તે

(૨) **અધોદિક્ પરિમાણાતિક્રમ**—અનાભોગાદિથી મર્યાદા કરતા વધારે નીચે જવુ તે

(૩) **તિર્છાદિક્ પરિમાણાતિક્રમ**—અનાભોગાદિથી મર્યાદા કરતા વધારે દિશા-વિદિશામા જવુ તે

(૪) **ક્ષેત્રવૃદ્ધિ**–અન્ય દિશાના ગાઉ અન્ય દિશામાં નાખી સ્વેચ્છાથી પ્રમાણ વધારવું તે.

(૫) **સ્મૃતિ અંતર્ધાન**–રાખેલું પ્રમાણ ભૂલી જવું અને સંદેહ થવા છતાં આગળ જવું તે.

આ વ્રતના આ અતિચારોનો ત્યાગ કરવો.

નોંધ—

"उलूक-काक-मार्जार,-गृध्र-शम्बर शूकराः ।
अहि-वृश्चिक-गोधाश्च, जायन्ते रात्रि-भोजनात् ॥६७॥'
યો શા ત્રિ પ્ર

—'રાત્રિભોજનથી ઘુવડ, કાગ, બીલાડી, ગીધ, સમડી, ભૂડ, સાપ, વીછી, ઘો, ગીનોડી વગેરેના અવતારો પ્રાપ્ત થાય છે, આ જાણીને ભોગોપભોગ વિરમણ વ્રત ગ્રહણ કરી તેના સર્વ દોષોનો ત્યાગ કરો.'

## સાતમુ ભોગાપભોગ વિરમણ વ્રત

વ્યાખ્યા—આ વ્રત ભોજનથી તથા કર્મથી બે પ્રકારે છે તેમા ભોજનાદિ એક વાર ભોગવાય તે ભોગ, એકના એક વસ્રાદિ વધુ વખત ભોગવાય તે ઉપભોગ બત્રીસ અનન્તકાય મહિત બાવીસ અભક્ષ્યાદિનો ત્યાગ કરી ભોગોપભોગમા આવતી વસ્તુઓનો સક્ષેપ કરવો. અત્રે ધારવામા આવતા ચૌદ નિયમો—

"सच्चित्तदव्वविगइ-वाणहतंबोल्लवत्थकुसुमेसु ।
वाहणसयणविलेवण-बम्भदिसिन्हाणभत्तेसु ॥"

૧ સચિત્ત—જીવવાળી કાચી વસ્તુ, પાણી વગેરે

૨ **દ્રવ્ય**–મુખમાં નાખવામાં આવે તે ખાવા–પીવાદિની વસ્તુ.

૩ **વિગઈ**–ઘી, ગોળ વગેરે વિકાર કરનાર વસ્તુ (મધ, માખણ, માંસ, મદિરા–આ ચાર મહા વિગઈઓ છે, જે અભક્ષ્ય છે; દૂધ, દહીં, ઘી, ગોળ, તેલ, કડાહ–આ છ વિગઈઓ ભક્ષ્ય છે. અભક્ષ્ય વિગઈઓનો સર્વથા ત્યાગ કરવો, ભક્ષ્ય વિગઈઓમાં કાચા તથા નિવિયાતાના ભેદ સમજીને નિયમ કરવો.)

૪ **ઉવાહણ**–પગમાં નાખવાનાં પગરખાં આદિ વસ્તુ.

૫ **તંબોલ**–પાન, સોપારી આદિ મુખવાસની વસ્તુ.

૬ **વસ્ત્ર**–ધોતીયાં, ખેસ, ટોપી આદિ પહેરવા–ઓઢવાની વસ્તુ.

૭ **કુસુમ**–ફુલ, અત્તર, તેલ વગેરે સુંઘવામાં આવતી વસ્તુ.

૮ **વાહન**–ગાડી, ઘોડા, વિમાન આદિ સ્વારી કરવાની વસ્તુ.

૯ **શયન**–ગાદી–ખુરશી–પથારી આદિ સુવા–બેસવામાં આવતી વસ્તુ.

૧૦ **વિલેપન**–તેલ, સાબુ, બામ આદિ શરીરે ચોળવા–લગાડવાની વસ્તુ.

૧૧ **બ્રહ્મચર્ય**–ઉપસ્થેન્દ્રિય–જનનેન્દ્રિયનો સંયમ–મૈથુન સંબંધનો ત્યાગ કરવો તે.

૧૨ **દિશી**–પૂર્વાદિ દિશાઓમાં જવા–આવવા સંબંધી નિયમ કરવો તે.

૧૩ **ન્હાણ**–સ્નાન, ન્હાવું–ધોવું તે.

૧૪ **ભક્ત**–ભોજન–પાણી, ખાવા–પીવાની વસ્તુનું સમગ્ર પ્રમાણ.

| નામ | ધારેલું પ્રમાણ | ઉપયોગ થયો | લાભ રહ્યો | જયણા રાખી રીમાર્ક |
|---|---|---|---|---|
| સચિત્ત | ૧૦ | ૫ | ૫ | |
| દ્રવ્ય | ૨૫ | ૨૦ | ૫ | મુખમાં આંગળી કે સળી નંખાય તેની જયણા |
| વિગઈ | ૫ (૧ ત્યાગ) | ૩ | ૨ | સ્પર્શાસ્પર્શની જયણા |

એમ આગળ યથાયોગ્ય સમજવું.

અને કર્મથી આ વ્રતમાં પંદર કર્માદાનોના વ્યાપારો તથા આજીવિકા માટે અતિ ખર-કઠોર કર્મો કરવાં, તે યથાશક્તિ વર્જવું.

## ( પેટા નિયમો )

૧ સાંજ-સવારનાં ચોવિહાર, નવકારશી આદિ પચ્ચક્ખાણ કરવાં.

૨ બેસણાં, એકાસણાં, આંબેલ, ઉપવાસ આદિ તપશ્ચર્યા રોજ અગર પર્વદિવસે કરવી, જેમ કે-આઠમે, ચૌદશે ઉપવાસ કરવા, ઈત્યાદિ.

૩ પર્વતિથિએ લીલોતરી ન ખાવી. કાયમને માટે અમુક લીલોતરીનું લિષ્ટ બનાવી લેવું, એટલે બાકીનાનો ત્યાગ થાય.

૪ આદ્રા નક્ષત્રથી કેરી વગેરે, ફાગણ ચોમાસાથી ભાજી, પતરવેલી વગેરે ન વાપરવી

૫ ચા, પાન, બીડી, તમાકુ, અફીણ આદિ વ્યસનોનો ત્યાગ કરવો (આ વ્યસનોથી કૅન્સર જેવા ભયંકર રોગો થાય છે)

૬ ઉકાળેલું પાણી વાપરવું, સંથારે સુઈ રહેવું

૭ કાચા ગોરસ સાથે કઠોળ ન ખાવા, વાસી ઢેબરા, પુરી, બાસુદી ઈત્યાદિ ન વાપરવું, મેદો વગેરે ન વાપરવો, રાત્રિભોજન સર્વથા (અગર તે ન બની શકે તો છેવટ પર્વતિથિએ પણ) ન કરવા

[૨]બાવીસ અભક્ષ્ય, બત્રીસ અનન્તકાય, પંદર કર્માદાન વગેરેમાંથી સર્વનો અથવા શક્ય હોય તેટલાનો ત્યાગ કરવો અને ચૌદ નિયમ ધારવાનો ઉપયોગ રાખવો

---

૨ બાવીસ અભક્ષ્યો-(૧) માંસ, (૨) મદિરા, (૩) મધ, (૪) માખણ, (૫) ઉદુમ્બર વૃક્ષના ફલ, (૬) વડના ટેટા, (૭) કાકોદુંબર, (૮) પીપરના ફળ, (૯) પીપળના ટેટા, (૧૦) બરફ, (૧૧) અફીણ, સોમલ આદિ વિષ, (૧૨) કરા, (૧૩) કાચી માટી, (૧૪) રાત્રિભોજન, (૧૫) બહુ બીજ, (દાડમ, ટીંડોરા, ટમેટા આદિ કેટલાક ફલ-શાક બહુબીજ છતાં, અંદર પડ વગેરે સહિત હોવાથી અભક્ષ્ય તરીકે વ્યવહાર નથી જુઓ, શ્રી રત્નશેખરસૂરિકૃત 'શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રવૃત્તિ' (પ્ર ૧૧૮/૧) (૧૬) બોળ અથાણું, (૧૭) દ્વિદલ, (૧૮) રીંગણા, (૧૯) અજાણ્યા ફળ, (૨૦) બોર, રાયણ વગેરે તુચ્છ ફળ,

## ( જયણા )

દવા, ભેળ-સંભેળ, શરીર વગેરેના કારણે અભક્ષ્યાદિમાં; તેમ જ ઘરવખરીના કારણે લેવાય-દેવાય-વેચાય-સટાય તથા ખાસ ઘરકામ અને વેપાર વગેરેના કારણે; અજાણતે તથા પરવશપણે પંદર કર્માદાનોમાં જયણા. (ન છૂટકે પોતાને માટે

---

(૨૧) ચલિત રસ, (૨૧) અનંતકાય.

આ અનંતકાય બત્રીસ છે. તે આ પ્રમાણે-

**બત્રીસ અનંતકાય**-(૧) સુરણ કંદ, (૨) વજ્રકંદ (લસણ), (૩) લીલી હલદર, (૪) બટાટા (આલુ), (૫) લીલો કચુરો, (૬) શતાવરી, (૭) હીરલી કંદ, (૮) કુંવરપાઠાં, (૯) થોર, (૧૦) ગળો, (૧૧) સકરકંદ (શક્કરીયાં), (૧૨) વંશ કારેલાં, (૧૩) ગાજર, (૧૪) લુણી (સાજી), (૧૫) લોઢી, (૧૬) ગિરિકર્ણિકા, (૧૭) કુમળાં પાન, (૧૮) ખરસૈયો, (૧૯) થેગની ભાજી, (૨૦) લીલી મોથ, (૨૧) લોણ વૃક્ષની છાલ, (૨૨) ખીલ્લુડો, (૨૩) અમૃતવેલી, (૨૪) મુળા (પાંચેય અંગ અભક્ષ્ય છે), (૨૫) ભૂમિફોડા (બીલાડીના ટોપ), (૨૬) નવા અંકુરા (દ્વિદલ વગેરેના), (૨૭) વત્થુલાની ભાજી, (૨૮) સુયરવલ્લી, (૨૯) પલ્લંકાની ભાજી (પાલકો), (૩૦) કુણી આંબલી, (૩૧) રતાળુ, (૩૨) પીંડાળુ (ડુંગરી).

આ ઉપરાન્ત નવી ઉગતી અને કુમળી બધી વનસ્પતિ અનંતકાય હોય છે, જેથી તે પણ ન વપરાય તેનું ધ્યાન રાખવું.

---

**નોંધ**-વ્રતધારી કે બીનવ્રતધારી સૌએ આ અભક્ષ્યો અવશ્ય વર્જવા યોગ્ય છે, કારણ કે-ધર્મની આધારશિલા આચાર છે અને આચાર ક્રિયાશુદ્ધિ ઉપર નિર્ભર છે. ક્રિયા-

અગર કુટુંબાદિ માટે પંદર કર્માદાનની બનેલી ચીજ લેવી પડે, ઘર વગેરે ધોળાવવામા, વસ્ત્ર વગેરે રંગાવવામા, લગ્ન વગેરેના પ્રસંગમા, ઘરના પશુઓ માટે ઘાસ વગેરે લેવામા, વળના અગર ધર્મના સ્થાન વગેરે કરાવવામા, ધર્મકાર્ય માટે પત્રો વગેરે રાખવામા, તેમ જ બીજી અણધારી જરૂરીયાતોમાં જરૂર પડે, તેની જયણા )

( ધ્યેય )

ભોગોપભોગ પુદ્ગલ સ્વભાવ છે, જીવ અનાહારી સ્વભાવ જે ધર્મકરણીમા નડીર મીટાય નહિ અને વ્યવહારમા ધર્મ તથા સ્વ-કુટુંબાદિનુ રક્ષણ કરી શકાય તેટલા પૂરતુ રાખીને બાકુ

શુદ્ધિ ભાવનાશુદ્ધિ ઉપર નિર્ભર છે અને ભાવનાશુદ્ધિ આહારશુદ્ધિના આધારે રહે છે લોટ, સુખડી પ્રમુખ જે વસ્તુનો કાળ થઈ ગયો હોય, અગર કાળ દરમ્યાન પણ જેના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અનિષ્ટ થઈ ગયા હોય, તે **ચલિત રસ** કહેવાય છે આજકાલ આવા ચલિત રસો, વાસી અને દ્વિદલોનો ( કાચા દહી, દૂધ, છાશ, શીખંડ સાથે, કઠોળ અથવા કઠોળવાળી વસ્તુઓનો સયોગ કરવામા આવે તે દ્વિદલ કહેવાય છે એનાથી બેઈન્દ્રિય જીવોની વિરાધના થાય છે, માટે અભક્ષ્ય છે ) વપરાશ વાંટોગામા શોખથી અને ગામડામા અજ્ઞાનતાથી બહુ થતા માલુમ છે, તે બંધ થવો જોઈએ વળી, હમણા હમણા રાત્રિભોજન, કંદમૂળ, રાત્રે ન્હાપાણી, બુસા વગેરે પણ ઘણુ ઘણુ અભક્ષ્ય મેવાવા માડ્યુ છે, તે પણ તરત બંધ કરી દેવુ જોઈએ સુકવણી વિષે પણ કહેવુ જોઈએ કે-તેમાય પાછળથી ઘણી જીવાત

આપવાનું છે, તેમાં વધારે આરંભમાં ન પડવાનું અને ઈન્દ્રિયાસક્તિ ન સેવવાનું ધ્યેય રાખવું. 'ઈશ્વરે જગતમાં બધું ભોગવવા માટે બનાવ્યું છે.'–એવું કેટલાકો માને છે, તે મૂઢ માન્યતા છે. આવી માન્યતાને છોડી દેજો અને જગતમાં સારૂં–ખરાબ બધુંય સ્વ–કારણ યોગે હોઈ તેનો વિવેક કરવાનું ભૂલશો નહિ.

## અતિચારો—

આ વ્રતના અતિચારો પંદર કર્માદાન સહિત વીસ છે. તે નીચે પ્રમાણે—

---

વગેરે થાય છે; અને તે માટેના આરંભનો તો હિસાબ રહેતો નથી, માટે પાપભીરૂ આત્માઓએ તેના વિના પણ ચલાવી લેતાં શીખી લેવું જોઈએ. શીખંડ તથા કેરીના રસ ઠારવામાં અને પાણી વગેરેમાં બરફનો ઉપયોગ પણ ઘણો થતો જોવાય છે, તથા કોલ્ડડ્રીન્કો–ઠંડા પીણાં વગેરેથી આગળ વધીને ધીમે ધીમે માંસ–મદિરાના પદાર્થોનો પ્રચાર પણ ચેપી રોગની જેમ વધતો જાય છે, તો સુજ્ઞ જૈન–જૈનેતરોએ પોતાના તેમ જ પોતાની પ્રજાના કલ્યાણ માટે આ બધી વસ્તુઓ છોડી દેવી જોઈએ, તેમાં જરાય સંદેહને સ્થાન નથી. અભક્ષ્યસેવનથી એક તો જીવવધાદિનું પાપ થાય છે અને બીજું શરીરની તંદુરસ્તી હણાય છે, માટે તેનો અવશ્ય ત્યાગ કરવો જોઈએ. ભારતનું અહિંસાપરાયણ માનસ પલટાવીને, આજે માંસભક્ષણાદિના પ્રચારોથી હિંસાપરાયણ બનાવાઈ રહ્યું છે, તેનાથી બચાવનાર ધર્મના નિયમોને માન આપવાની દરેક મનુષ્યની પવિત્ર ફરજ છે, એ યાદ રાખવું.

(૧) સચિત્ત આહાર-અનાભોગાદિથી ત્યક્ત સચિત્ત વસ્તુ ખાવી તે

(૨) સચિત્ત પ્રતિબદ્ધ-ઝાડ ઉપરથી ગુંદર વગેરે સચિત્ત સાથે વળગેલી વસ્તુ ખાવી તે

(૩) અપક્વ આહાર-લોટ વગેરે અપક્વ વસ્તુ ખાવી તે

(૪) દુષ્પક્વ આહાર-અડધા કાચા-પાકા, નહિ ચઢેલા શાક અને એવા જ પૌંવા, ચણા, ધાણી વગેરે વસ્તુ ખાવી તે

(૫) તુચ્છૌષધિ ભક્ષણ-બોર, જાબુડા, શેલડી વગેરે જે ખાવા કરતા પણ નાખી દેવાની વસ્તુ ખાવી તે

સચિત્ત-ત્યાગીને ઉપલા પાંચ અતિચારો લાગે અને સચિત્ત-પરિમાણવાળાને અનાભોગાદિથી ત્યક્ત કરેલ વસ્તુનો ઉપયોગ થતા ઉપરના અતિચારો લાગે હવે ૫ંદર કર્માદાનો, જે અતિ પાપવ્યાપારો છે, તે પણ શ્રાવકે ન સેવવા અતિ ઉત્તમ છે તે આ પ્રમાણે-

(૧) અંગાર કર્મ-ભઠ્ઠી, ભાડભુંજા, સોની, લુહાર, ચુનો, ઈંટ, નળીયા, કોલસા આદિ પકવવાના વેપાર કરવા તે

(૨) વન કર્મ-વન, શાક, પાન, અનાજ, લાકડા વગેરે કાપવા-કપાવવાના વેપાર કરવા તે

(૩) શકટ કર્મ-ગાડી, ગાડા, મોટર, રેલ્વે, જહાજ, વિમાન વિગેરે વાહનો અને તેના ચક્રાદિ અંગો આદિ ઘડવાના વેપાર કરવા તે

(૪) **ભાટક કર્મ**–ગાડી, ઘોડા, રેલ્વે; મોટર, ખટારા વગેરે ભાડે ફેરવવાના વેપાર કરવા તે.

(૫) **સ્ફોટક કર્મ**–ખેતી, કુવા, બોરીંગ, વૉટરવર્કસ આદિ જમીન ફોડવાના વેપાર કરવા તે.

(૬) **દંતવાણિજ્ય**–કસ્તુરી, દાંત, મોતી, ચામડાં, હાડકાં, શીંગડાં, વાળ, પીંછાં, ઉન, રસાયણીક ખાતર વગેરે ત્રસ પ્રાણીઓને મારી તેનાં અંગોના વેપાર કરવા તે.

(૭) **લાક્ષાવાણિજ્ય**–લાખ, ગુંદર, સાબુ, ખાર, હડતાલ; મનઃશીલ, રંગ આદિના વેપાર કરવા તે.

(૮) **રસવાણિજ્ય**–મધ, માંસ, માખણ, દૂધ, ઘી, તેલ, ગોળ, ખજુર આદિના વેપાર કરવા તે.

(૯) **વિષવાણિજ્ય**–વિષ (અફીણ, સોમલ), દારૂગોળો, બંદૂક, કારતુસ, તીર, તલવાર, ભાલા વગેરે શસ્ત્ર, કોદાળી, પાવડા, હળ આદિના વેપાર કરવા તે.

(૧૦) **કેશવાણિજ્ય**–જીવતા મનુષ્યોના તથા ગવાદિ તિર્યંચોના વેપાર કરવા તે.

(૧૧) **યંત્રપીલન કર્મ**–મીલ, જીન, ચરખા, ઘંટી, ઘાણી આદિના વેપાર કરવા તે.

(૧૨) **નિર્લાંછન કર્મ**–પશુપંખીનાં પૂંછડાં કાપવાં, પીઠ ગાળવી, ડામ દેવા, ખસી કરવા, વગેરે કર્મ કરવાં–કરાવવાં તે.

(૧૩) **દવદાનકર્મ**–ખેતરો અથવા જંગલો આદિમાં અગ્નિ

ચાપવા, અજ્ઞાનતાથી પુણ્ય માની જગવોમા દવ આપવા, પાંજરાપોળો ચલાવવા, વગેરે કર્મ કરવા તે

(૧૪) જલશોષણ કર્મ–કુવા, તળાવ, સરોવર ઉલેચવા, પાણી સુકવવા, બધો બાંધવા, નહેરો કાઢવી, વગેરે કર્મ કરવા તે

(૧૫) અસતી પોષણ–મેના, પોપટ, કુતરા, વેશ્યાદિ સ્ત્રીઓ પોષવી અને તે દ્વારા કમાણી મેળવવી, કુટણખાના વગેરેના ધંધા કરવા તે

આવી જ બીજી જે જલ્લાદ, દરોગા વગેરેની કઠોર કર્મવૃત્તિઓ હોય તે પણ નહિ કરવી કર્માદાનો જાતે કરવા–કરાવવાથી લાગે છે રેલ્વે, મીલો, કારખાનાઓ વગેરેના શેર ધરાવવાથી તેમ જ યુદ્ધની લોનો વગેરે લેવાથી પણ ભયંકર કર્માદાનો લાગે છે આ કારણથી આ વ્રતના વીસેય અતિચારોથી બચવાનુ યથાયોગ્ય ધ્યાન રાખવુ

નોંધ—

**"आर्तरौद्रमपध्यानं, पापकर्मोपदेशिता ।
हिंसोपकारिदानं च, प्रमादाचरणं तथा ॥७३॥ '**

ચે. શા. ત્રિ. પ્ર.

—૪ 'આર્તધ્યાન, રૌદ્રધ્યાન, પાપકર્મોપદેશ, હિંસાકારી વસ્તુઓનું પ્રદાન તથા નાટક–ચેટકાદિ પ્રમાદાચરણ રૂપ અનર્થ-દંડનો ત્યાગ કરે.'

---

૪–**આર્તધ્યાન** ચાર પ્રકારે થાય છે.

(૧) પૈસો, સ્ત્રી, પુત્ર, માન, કીર્તિ આદિ ઈષ્ટપદાર્થો મેળવવાની ચિંતા કરવી, તે **ઈષ્ટસંયોગાર્તિ**.

(૨) વેપારમાં નુકશાન, ઘરમાં અપ્રિય સ્ત્રી–પુત્રાદિ, કૉર્ટમાં વિરૂદ્ધ પક્ષ વગેરે અનિષ્ટ સંયોગો ટાળવાની ચિંતા કરવી, તે **અનિષ્ટવિયોગાર્તિ**.

(૩) શારીરિક વ્યાધિઓ ન થાય અને થયેલી હોય તેને દૂર કરવાની મહાચિંતાઓ કરવી, તે **રોગાર્તિ**.

(૪) 'આ ભવમાં તો સુખ–વૈભવ ન મળ્યાં, પણ ધર્મ કરવાથી પરભવમાં મળો–એમ ઈચ્છવું,' તે **નિદાનાર્તિક**.

આવી રીતિએ થતા આર્તધ્યાનનાં ચિહ્ન શોક, રૂદન, છાતી, માથું કુટવું વગેરે છે.

## આઠમુ અનર્થદંડ વિરમણ વ્રત

વ્યાખ્યા–સ્વશરીર અને કુટુંબાદિ પ્રયોજને જે આરંભ વગેરે પાપ કરાય છે, તે અર્થદંડ છે આ સિવાય ખોટા વિચારો, અતિ વાચાળપણું, અયોગ્ય દાક્ષિણ્યતા અને કુતૂહલ વગેરે પ્રમાદથી જે પાપ કરાય, તે અનર્થદંડ છે આવા અનર્થદંડથી બચવા માટે અસદ્ વિચારો ન કરવા, પાપોપદેશ ન આપવા, શસ્ત્ર, અગ્નિ વગેરે હિંસક સાધનો કોઈને આપવા

---

રૌદ્રધ્યાન ચાર પ્રકારે થાય છે—

(૧) 'મરી જાઉ, મારી નાખુ ' ઇત્યાદિ પ્રકારના વિચારો કરવા, તે હિંસાનુબંધી

(૨) પોતાનો જુટ્ઠો બચાવ તથા સામાને છેતરવા માટે જુટ્ઠાણાં રચવાના વિચારો કરવા, તે મૃષાનુબંધી

(૩) પોતાનુ છુપાવવાના તથા સામાનુ ઉપાડી લેવાના વિચારો કરવા, તે સ્તેયાનુબંધી

(૪) પોતાની માનેલી ભૌતિક વસ્તુઓના રક્ષણ માટે સગા બાપ આદિની પણ શંકા રાખતા જે વિચારો કરાય, તે સંરક્ષણાનુબંધી

આવી રીતિએ થતા રૌદ્રધ્યાનના ચિહ્ન અતિ ક્રોધ, અકડાઈ, વક્રતા અને મૂર્છા વગેરે છે ભવ્યાત્માઓએ આ બન્ને પ્રકારના વિચારો પોતાના મનમા ન સેવવા, પરન્તુ સ્વ–પરનુ ભલુ થાય તેવા ભદ્ર વિચારો સેવવા

નહિ, તેમ જ ' અવાજ કરી કોઈને ઉઠાડવા, ઘી, ગોળ વગેરેનાં ભાજન ઉઘાડાં રાખવાં, વિકથાઓ કરવી, વ્યસનો સેવવાં, તમાસા જોવા, રમતો રમવી,' વગેરે પ્રકારનાં પ્રમાદાચરણ પણ કરવાં નહિ. સાતેય દુર્વ્યસનોનો ત્યાગ કરવો.

## ( પેટા નિયમો )

૧ શીકાર, માંસભક્ષણ, મદિરાપાન, જુગાર, ચોરી, વ્યભિચાર-પરસ્ત્રીગમન તથા વેશ્યાગમન,-આ સપ્ત દુર્વ્યસનો ત્યાગ કરવો.

૨ ક્રીડા ખાતર કુતરા, બીલાડાં વગેરે તિર્યંચો લડાવવાં નહિ કે પાળવાં નહિ.

૩ તમાસા, સાઠમારી, નાટક, સીનેમા તથા કોઈને ફાંસી અપાતી જોવા જવું નહિ.

૪ ઘરકાર્ય તથા સ્વ-જાનમાલનું રક્ષણ આદિ હેતુ વિના શસ્ત્ર-સરંજામ ન રાખવા. જો તે રાખેલા હોય તો કોઈને આપવા નહિ અને જ્યાં-ત્યાં રખડતાં મૂકવા કે ભૂલી જવા નહિ.

૫ કોઈની નિંદા અને સાત વિકથાઓ કરવી નહિ. ( સ્ત્રીકથા, દેશકથા, રાજકથા, ભોજનકથા, શ્રદ્ધાભેદિની-કોઈની શ્રદ્ધા પડી જાય તેવી, ચારિત્રભેદિની-ચારિત્રમાંથી પડી જાય તેવી અને મૃદુકારૂણિકી-શોક સંતાપ થાય તેવી; આ સાત પ્રકારની

વાર્તાઓ ખોટા રાગ-દ્વેષ અને પતિત પરિણામને પેદા કરનાર હોવાથી ન કરવી ) તેમ જ અતિ નિદ્રા વગેરે પણ કરવી નહિ

૬ પાના, ખીઝીક, ચોપાટ, શેતરજ વગેરે ખેલવા નહિ

૭ બીભત્સ સાહિત્ય, નવલકથાઓ, પાપશાસ્ત્રો વગેરે ખાસ વાચવા નહિ

૮ ખોટી સલાહો આપી કોઈને લઢાવવા નહિ

૯ શ્રી જિનભવનમા 'વિલાસ, હાસ્ય, શુક્ર, નિદ્રા, કજીઓ, સાસારિક વાતો, ચતુર્વિધ આહાર' આદિ આશાતનાઓ કરવી નહિ, ઇત્યાદિ

## ( જયણા )

ઘરકામ, વ્યાપારસબધ અને દાક્ષિણ્યતાથી આપવુ-લેવુ પડે તથા માનસિક ચચલતા વગેરે કારણથી આર્તધ્યાનાદિ થાય, તેની જયણા

## ( ધ્યેય )

મિથ્યાત્વ અવિરતિ, કષાયો અને મન-વચન-કાયાની ચચળતા વગેરે પ્રમાદોને આધીન થઈને, આ જીવે પોતાનુ શુ બગાડયુ નથી ? ઘણુ બગાડયુ છે અનાદિ ભવભ્રમણમા આત્માનુ બગાડનાર ચોદ્ધાઓ એ જ છે તો તે મિથ્યાત્વાદિ પ્રમાદોને પોતાના જીવનમાથી હાંકી કાઢવાનુ દૃઢ પુણ્ય ધ્યેય રાખવુ

અતિચારો—

(૧) કંદર્પ-કામોત્પાદક હાંસી, ઠઠ્ઠા, મશ્કરીઓ કરવી તે.

(૨) કૌકુચ્ય-આંખ, મોઢું, નાક, હાથ વગેરેના વિકારગર્ભિત ચાળા કરવા તે.

(૩) મૌખર્ય-અસંબદ્ધ, અસભ્ય, બહુ પ્રલાપ કરવા તે.

સંયુક્તાધિકરણ-ખાણીયા-સાંબેલાં, ધનુષ્ય-બાણ, બંદુક-કારતુસ, હળ પ્રમુખ જોડેલાં રાખવાં તે.

(૫) ભોગાતિરિક્તતા-સ્નાન, ભોજનાદિ ભોગોપભોગોમાં જોઈએ તેનાથી વધુ વસ્તુ લેવી, કે જે આપવા વગેરેથી વિરાધના થાય તે.

આ પાંચેય અતિચારોનો સમજીને ત્યાગ કરવો.

નોંધ —

## ( ચાર શીક્ષાવ્રતો )

### ( ૯ )

" सामायिकव्रतस्थस्य, गृहिणोऽपि स्थिरात्मनः ।
चन्द्रावतंसकस्येव, क्षीयते कर्मसञ्चितम् ॥ ८३ ॥"
યો શા ત્રિ પ્ર

—' ચદ્રાવતસકની માફક સામાયક વ્રતમા રહેલા સ્થિરાત્મા ગૃહસ્થનો પણ કર્મસમૂહ ક્ષય પામે છે ' સામાયક કર અને કર્મને છૂટા પાડનાર શલાકા રૂપ છે આથી ગૃહસ્થ, વધારાનો જે સમય મળે અગર મેળવીને પણ તેનો ઉપયોગ સામાયક સાધનામા કરે

### નવમુ સામાયક વ્રત

**વ્યાખ્યા**—સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરી, સમતા-ભાવને ધારણ કરવાની જે બે ઘડીના નિયમપૂર્વકની ઇરિયાવહી આદિ વિધિથી ક્રિયા કરવી, તેનુ નામ સામાયક છે તેમા **ચરવલો**, મુહપત્તિ, કટાસણુ અને પહેરવાનુ વસ્ત્ર, આ ઉપકરણો અવશ્ય જોઇએ તેની પડિલેહણ પણ કરવી જોઇએ સમાયકમા કાંડા-ઘડીયાળ કે વાલની વીંટી સરખીય અગ ઉપર રાખવી ન જોઇએ

## ( પેટા નિયમો )

૧ રોજ મહિનામાં અગર વર્ષમાં અમુક સામાયક કરવાં.

૨ સાંજ–સવાર પ્રતિક્રમણ કરવું.

૩ સામાયકમાં મૌન રહેવું, સ્વાધ્યાય કરવો, કાઉસ્સગ્ગ અથવા માળા વગેરે ગણવી.

૪ સામાયકમાં ભીંત વગેરેનો વિના કારણે ટેકો લેવો નહિ.

૫ સામાયિકમાં શત્રુ–મિત્રાદિ પ્રત્યે સમવૃત્તિ લાવીને, જ્ઞાનાદિ આત્મગુણોનો વિશેષ લાભ થાય તેવો અભ્યાસ પાડીને નિજાત્મસ્વરૂપના દર્શનમાં તલ્લીન થવું, ઇત્યાદિ.

## ( જયણા )

અશક્તિ, માંદગી, મુસાફરી, ચિત્તની વિકલતા આદિ કારણે સામાયક ન થાય અગર તેમાં પ્રમાદ વગેરે થાય, તેની જયણા.

## ( ધ્યેય )

જ્ઞાનાદિ રત્નત્રયી રૂપ આત્માના સ્વભાવ ધર્મોનો જેમાં લાભ રહેલો છે, તે સામાયકની શુભ કરણીમાં જ પોતાની નિવૃત્તિનો સઘળો સમય ગાળવો. સર્વોત્તમ સર્વવિરતિ–સાધુપણાની એ વાનગી છે. મમતાને હટાવી સમતામાં આવવાનું અને ઉંચી અધ્યાત્મદશાને પામવાનું સામાયક ઉત્તમ રસાયણ છે. દિવસમાં જેટલાં વધુ સામાયક થાય તેટલાં કરવાનું, અને તે દ્વારા શત્રુ, મિત્ર, સ્ત્રી, તૃણ, ઢેફું, સુવર્ણ, સુખ, દુઃખ, સ્વજન, પરજન,

સર્વમા સમભાવ લાવવાનુ તથા ક્ષમા સહિત સહિષ્ણુ થવાનુ ધ્યેય રાખવુ

અતિચારો—

(૧) **મનોદુષ્પ્રણિધાન**-મનમા કુવિકલ્પો કરવા તે

(૨) **વચનદુષ્પ્રણિધાન**-સાવદ્ય કઠોર વચન બોલવા તે

(૩) **કાયદુષ્પ્રણિધાન**-ઓઠીગણ લેવુ, કાયા અજયણાથી હલાવવી, નિદ્રા વગેરે લેવી તે

(૪) **અનવસ્થાન**-નિયત સમયે સામાયક ન કરવુ, સામાયકનો સમય પૂરો થવા ન દેવો અને જેમ-તેમ કરી તે પ્રત્યે અનાદર બતાવવો તે

(૫) **સ્મૃતિવિહીન**-સામાયક કર્યું કે ન કર્યું, પાળ્યુ કે ન પાળ્યુ, તેનુ કાઈ ભાન ન રાખવુ તે

આ પાચેય અતિચારો સામાયક વ્રતમા ન લાગે તેનો ખ્યાલ રાખવો

નોંધ—

(११)

"गृहिणोऽपि हि धन्यास्ते, पुण्यं ये पौषधव्रतम् ।
दुष्पालं पालयन्त्येव, यथा स चुलनीपिता ॥८६॥"

યો. શા. ત્રિ. પ્ર.

—'ચુલનીપિતાની જેમ ગૃહસ્થીઓ પણ, જે દુ:ખે પાલન કરી શકાય તેવા પુણ્ય પૌષધવ્રતને સુંદર પાળે છે, તેઓને ધન્યવાદ છે.'

## અગીયારમું પૌષધોપવાસ વ્રત

**વ્યાખ્યા**–અષ્ટમ્યાદિ પર્વદિવસે નિયમથી અને અનિયમથી અપર્વદિવસે પણ જ્ઞાનાદિ આત્મધર્મોની વિશેષ પુષ્ટિ કરનાર વ્રતવિશેષમાં રહેવું, તે પૌષધોપવાસ વ્રત છે. તે આહારના ત્યાગ રૂપ, શરીરસત્કારના ત્યાગ રૂપ, સંસારવ્યાપારના ત્યાગ રૂપ અને બ્રહ્મચર્યના પાલન રૂપ ચાર પ્રકારે છે. તેના દેશથી અને સર્વથી પરસ્પર એંશી ભાંગા થાય છે. વર્તમાનમાં પ્રામાણિક પૂર્વાચાર્યોની શાસ્ત્રીય પરંપરાથી આઠ અથવા ચાર પ્રહરના એકાસણાદિ તપપૂર્વકના સામાયકયુક્ત પૌષધ કરાય છે. તેમાં આહારત્યાગ દેશથી

અને સર્વથી હોય છે બાકી શરીરસત્કારના ત્યાગ આદિ પ્રકારો સર્વથી કરાય છે

## (પેટા નિયમો)

૧ વર્ષમા અમુક પૌષધ અમુક પ્રહરના અમુક તપશ્ચાયુક્ત કરવા

૨ પૌષધમા દિવસે સુવુ નહિ અને રાત્રે પણ અમુક કલાકથી વધારે સુવુ નહિ પુજના-પ્રમાર્જનાનો અને બોલતા મુહપત્તિ વગેરેનો ખાસ ઉપયોગ રાખવો

૩ સથારા આદિમા જરૂર કરતા વધારે ઉપકરણો, શરીરની સુખશીલતા માટે વાપરવા નહિ

૪ દિવસના સ્વાધ્યાય, રાત્રિના ધ્યાન, બાકી મૌન, અને કાઉસ્સગ્ગ, માળા, ખમાસમણુમા વગેરે અમુક દેવા પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિના પાલનમા સતત પ્રયત્નશીલ રહેવુ

સામાયકમા આપેલા નિયમોનો આમા પણ ખ્યાલ રાખવો.

## (જયણા)

શારીરિક અસમાધિ આદિ કારણે જયણા

## (ધ્યેય)

ચારિત્રના ઉત્તમ અભ્યાસ રૂપ આ પૌષધવ્રત છે તે અમુક દિવસનો થાક ઉતારવા માટે નથી, કિન્તુ કર્મની નિર્જરા સાધીને ચારિત્ર માટેની સરસ તૈયારી કરવા માટે છે આથી **ઉદયન રાજર્ષિની** માફક પૌષધવ્રત કરવાનુ ધ્યેય રાખવુ

**અતિચારો—**

(૧) **અપ્રતિલેખીત અથવા દુષ્પ્રતિલેખીત શય્યા સંસ્તારક**—શય્યા, મકાન, સંસ્તારક, પીઠ, ફલકાદિ ઉપધિ દૃષ્ટિથી બીલકુલ અથવા બરાબર ન જોવાં તે.

(૨) **અપ્રમાર્જિત અથવા દુષ્પ્રમાર્જિત શય્યા૦**—શય્યા વગેરે સર્વ રજોહરણથી બીલકુલ અથવા બરાબર ન પુજવાં તે.

(૩) **અપ્રતિ૦ દુષ્પ્રતિ૦ ઉચ્ચાર-પ્રશ્રવણ ભૂમિ**—સ્થંડિલ-માતરાની જગ્યા ઉપર પ્રમાણે ન જોવી તે.

(૪) **અપ્રમા૦ દુષ્પ્રમા૦ ઉચ્ચાર૦**—સ્થંડિલ-માતરાની જગ્યા ઉપર પ્રમાણે યોગ્ય ન પુંજવી તે.

(૫) **પૌષધવિધિ-વિપરીતતા**—પૌષધવિધિનું પાલન બરાબર ન કરવું, 'મોડો લેવો-વહેલો પાળવો,' ઈત્યાદિ.

પૌષધવ્રતના આ પાંચ અતિચારો પણ ટાળવા. પૂજા કરીને પૌષધ લેવાનું પ્રતિમાધર શ્રાવક માટે આવશ્યક છે. બીજાઓ પૂજા કર્યા વિના પણ તે લઈ શકે છે, જેથી સવારે પ્રતિક્રમણ સાથે વહેલો લેવો જોઈએ.

**નોંધ—**

"पश्य सगमको नाम, सपद वत्सपालक ।
चमत्कारकरी प्राप, मुनिदानप्रभावत ॥ ८८ ॥"

યો. શા. ત્રિ. પ્ર.

—'જુઓ, સગમ નામનો ભરવાડ છોકરો મુનિદાનના પ્રભાવથી વિસ્મય પમાડનારી સંપત્તિને પામ્યો.'

## બારમું અતિથિસંવિભાગ વ્રત

વ્યાખ્યા-મુખ્ય રીતિએ આઠ પ્રહરનો ચોવિહારો ઉપવાસવાળો પૌષધ કરીને પારણે એકાસણાનું પચ્ચ-ક્ખાણ કર્યું હોય (અપવાદે યથાશક્તિ), પછી શ્રી જિનપૂજાદિ કરીને, પૂજ્ય સાધુ-સાધ્વી મહારાજને, જો તે ન હોય તો વ્રતધારી શ્રાવક-શ્રાવિકાને નિમંત્રી, જેટલી ચીજ તેઓ ગ્રહણ કરે તેટલી જ વાપરવી, તેને અતિથિસંવિભાગ વ્રત કહે છે. અતિથિ એટલે સાધુ મહારાજ. તેમને ચારેય[૫] પ્રકારના આહાર, વસ્ત્ર, પાત્ર,

૫ અશનાદિ ચાર પ્રકારના આહાર—

૧ અશન-ભાત, દાળ, રોટલા, પુરી, ખાખરી, શાક, કેળાં આદિ ભૂખ શમાવનારી વસ્તુઓ અશન કહેવાય છે.

૨ પાન-છાશ, પાણી આદિ પાનાહાર કહેવાય છે.

ઔષધ, પુસ્તક, વસતિ પ્રમુખ રત્નત્રયીને ઉપકારક સર્વ વસ્તુઓનું દાન દેવું, તે ગૃહસ્થનો પ્રથમ નંબરનો ધર્મ છે.

## ( પેટા નિયમ )

૧ વર્ષમાં ઉત્સર્ગ વિધિથી અમુક અતિથિસંવિભાગો કરવા.

૨ સુપાત્રે દાનભક્તિના હંમેશાં ખપી રહેવું, તેનો લાભ ન મળે તે દિવસે અમુક ચીજનો ત્યાગ કરવો. શ્રી જિનેશ્વર ભગવંતની નૈવેદ્ય પૂજામાં પોતાને વાપરવાના ભોજનનો થાળ હંમેશાં યતનાથી ચઢાવવો.

---

૩ **ખાદિમ**–દાડિમાદિ ફળો, શેરડી, પૌંવા, ધાણી, સુખડી પ્રમુખ ખાદ્યાહાર કહેવાય છે.

૪ **સ્વાદિમ**–સુંઠ, હરડે, મરી, જીરું, અજમો, જાયફલ, જાવંત્રી, કાથો, ખેરવટી, જેઠીમધ, તજ, તમાલપત્ર, એલચી, લવીંગ, પીપળીમૂલ, પાન, સોપારી આદિ સ્વાદિમ આહાર છે. **શ્રી કલ્પવૃત્તિ**ના અભિપ્રાયે જીરું ખાદ્યમાં છે. અજમાને પણ કેટલાકો ખાદ્યમાં ગણે છે.

સઘળું સ્વાદ્ય અને કપુર, ઈલાયચી આદિનું જળ દુવિહારમાં કલ્પે છે. બેસણ, વરીયાલી, સુઆ આદિ ખાદ્ય હોવાથી દુવિહારમાં ન કલ્પે. તિવિહારમાં શુદ્ધ પાણી કલ્પે. શાસ્ત્રોમાં મધ, ગોળ, સાકર, ખાંડ આદિ સ્વાદ્ય કહ્યાં છે. દ્રાક્ષ, સાકર આદિનાં પાણી તથા છાશ વગેરે યદ્યપિ પાનાહારમાં કહ્યાં છે, તથાપિ તે દુવિહાર–

ભક્તિ અર્થે, સદ્ધર્મ ક્ષેત્રોની ઉન્નતિ અર્થે, દીન-હીનાદિની અનુકમ્પા અર્થે, આપત્તિમગ્નનો ઉદ્ધાર કરવા અર્થે ત્યાગ કરવામાં ઉદાર બનવાનું ધ્યેય રાખવું.

**અતિચારો—**

(૧) **સચિત્તનિક્ષેપ**-નહિ દેવાની બુદ્ધિથી દેવાની વસ્તુ સચિત્ત વસ્તુ ઉપર મૂકવી તે.

(૨) **સચિત્તપિધાન**-દેવાની વસ્તુ સચિત્ત વડે ઢાંકવી તે.

(૩) **પરવ્યપદેશ**-પોતાની વસ્તુ પારકી અથવા પારકી વસ્તુ પોતાની કહીને આપવું તે.

(૪) **સમત્સરદાન**-ક્રોધ કરવો, હોય છતાં ન આપવું, ગુસ્સો કે અવજ્ઞા કરીને આપવું કે પરની ઈર્ષ્યાથી આપવું તે.

(૫) **કાલાતિક્રમ**-સમય વિત્યા પછી કે પહેલાં 'નહિ લે'-એમ માની સાધુ-સાધ્વીને નિમંત્રણ કરવું તે.

આ પાંચેય અતિચારો ટાળીને પૂ. સાધુ-સાધ્વીને દાન દેવાનો ખપ કરવો. ગુણવાનની પૂજા રૂપ આ વ્રતગુણના ખપી આત્માઓને ગુણાનુરાગની વૃદ્ધયર્થે અવશ્ય આદરણીય છે.

**નોંધ—**

---

છે. જેનો સ્વાદ કરાય અને તેથી વધુ વપરાશ થાય, તેવી વસ્તુઓ અણાહારી છતાં આહારી બની જાય છે, તે ધ્યાનમાં રાખવું.

આદિથી કદાચ કોઈ સૂક્ષ્મ દોષ લાગી જાય, તો તેની શુદ્ધિ માટે અમુક તપ કરી આપવાની ધારણા રાખવી. (જેમ કે–બાર વ્રતની શુદ્ધિ માટે બાર માસમાં બાર એકાસણાં વગેરે કરવાં.) નિયમોમાં જે તપ, માળા, સામાયક વગેરે રાખેલ હોય, તે કારણપ્રસંગે ગુરૂદત્ત આલોયણમાં વાળવાં હોય તેની જયણા રાખવી.

વ્રત–નિયમના પાલનને માટે ભવભીરૂ ભવ્યાત્માઓએ પોતાનું જીવન જેમ બને તેમ સાદું, સંયમી, સંતોષી, ઉપયોગીશીલ અને વિરક્તભાવી બનાવવું. વ્રતને દૂષણ લાગે તેવી કારવાઈથી અને સંસર્ગથી દૂર રહેવું. દેશવિરતિનો પરિણામ તે જ સત્ય મનાય છે, કે જે સર્વવિરતિની લાલસાવાળો હોય. આથી બધા વ્રત, નિયમ, ક્રિયા, તપ, જપ, દાન અને ભક્તિ સર્વમાં સર્વવિરતિ માટેનો અવિહડ પ્રેમ રાખવાનું તો ચૂકવું જ નહિ. **વ્રત–નિયમની આ ટીપ દરેક નિયમધારીએ કમમાં કમ મહિનામાં એક વાર તો અવશ્ય વાંચવા–વિચારવાનું ધ્યાન રાખવું.**

**"एवं व्रत स्थितो भक्त्या, सप्तक्षेत्र्यां धनं वपन् ।**
**दयया चातिदीनेषु, महाश्रावक उच्यते ॥११९॥"**

યો. શા. ત્રિ. પ્ર.

---

સ્વ–મનના સાધારણ દોષો પશ્ચાત્તાપ કરવાથી શુદ્ધ થાય છે, વચનના દોષો મિચ્છા મિ દુક્કડં દેવાથી શુદ્ધ થાય છે અને કાયાના દોષો પ્રાયશ્ચિત્ત કરવાથી શુદ્ધ થાય છે.

—' આ પ્રમાણે વ્રતમા રહેવો, ભક્તિથી સાતેય ધર્મક્ષેત્રોમાં અને અનુકંપાથી અતિ દીન-દુ ખીઓમા પોતાના ધનને વાપરતો, મહા શ્રાવક કહેવાય છે

શ્રાદ્ધજીવનને ઉજ્જ્વળ કરવા માટે દરેક ગૃહસ્થે ઉપર મુજબ વ્રતો શ્રદ્ધાપૂર્વક લેવા, પાળવા, લક્ષ્મ્યાદિનો સદુપયોગ કરવો, જૈન શાસનની પ્રભાવના કરવી, પરપીડાના પરિણામ ટાળવા, તેમ જ સંસારની અસારતા ચિંતવવી અને–

(૧) સર્વ-દ્રવ્યવ્યયવી દેવદ્રવ્ય (જિનમંદિર, જિનમૂર્તિ ખાતુ), જ્ઞાનદ્રવ્ય ( જ્ઞાનખાતુ ), ગુરુદ્રવ્ય ( સાધુ-સાધ્વી ખાતુ ) અને સાધારણદ્રવ્ય ( શ્રાવક-શ્રાવિકા ખાતુ )ની વૃદ્ધિ કરવી ( પ્રતિક્રમણાદિમા સૂત્રો વગેરેની બોલી સામાયક લેતા પહેલા બોલવાનો ઉપયોગ રાખવો જોઈએ સૂત્રોની બોલી જ્ઞાન ખાતે લઈ જવાય છે અને ગુરુપૂજન, આરતી, પૂજા, ઉપધાનમાળા તથા સ્વપ્નાદિની બોલી દેવદ્રવ્ય ખાતે લઈ જવાય છે આમા સ્વ-મન કલ્પિત ગોટાળો કરવો નહિ )

(૨) જૈનધર્મી ભાઈ-બ્હેનોનુ સહાય વગેરે કરીને વાત્સલ્ય કરવુ સ્વધર્મનુ નમેનસમા અભિમાન રાખવુ નવા જૈનો બનાવવા જૈનધર્મનો માર્ગ ફેલાવો કરવો જૈનધર્મનુ બરાબર રક્ષણ કરવુ

(૩) જે બોલી વગેરે બોલ્યા હોય તેની રકમ તરત જ આપી દેવી ધર્માદાનુ કોઈ પણ દેવુ માથે રાખવુ નહિ જો બાપદાદાનુ દેવુ બાકી હોય, તો તે પણ આપી દેવુ ધર્માદાના વહીવટ

(૭) **વાત્સલ્ય**–શ્રી ચતુર્વિધ સંઘ–સાધર્મિકોનું હેતભર્યું વાત્સલ્ય કરવું, તેમના હિતસંબંધોની સતત્ ચિંતા રાખવી.

(૮) **પ્રભાવના**–સર્વોદયકારિ શ્રી જૈનશાસન ઉપર આવતાં આક્રમણ દૂર કરવાં અને તેની સર્વતોદિગ્ગામી ઉન્નતિ કરવી.

આ આઠ આચારોથી વિપરીત કારવાઈનું નામ આઠ અતિચારો છે, જે ત્યાજ્ય છે.

**૩–ચારિત્રાચારના આઠ આચારો સેવનીય છે.**

(૧) **ઈર્યાસમિતિ**–જોઈને ઉપયોગથી ગમનાગમન કરવું.

(૨) **ભાષાસમિતિ**–મોંઢા આગળ મુહપત્તિ વગેરે ઉપયોગ રાખી નિરવદ્ય વચન બોલવું.

(૩) **એષણાસમિતિ**–દુષિત આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર, વસતિ પ્રમુખ ન લેવાં.

(૪) **આદાન–ભંડ-મત્ત–નિક્ષેપણા–સમિતિ**–પાત્ર પ્રમુખ વસ્તુ જોઈને ઉપયોગથી પુંજી–પ્રમાર્જી લેવી–મૂકવી અને પુંજી–પ્રમાર્જી બેસવું–ઉઠવું.

(૫) **પારિષ્ઠાપનિકા–સમિતિ**–થુંક, શ્લેષ્મ, સ્થંડિલ, માતરું, વગેરે નીચે જગ્યા જોઈને ઉપયોગથી પરઠવવું.

(૬) **મનોગુપ્તિ**–મનમાં ખોટા વિચારો ન કરવા, સારા–કુશલ વિચારો કરવા.

(૭) **વચનગુપ્તિ**–ખરાબ–અકુશલ વચન ન બોલવાં, સારાં–કુશલ વચન બોલવાં.

(૮) કાયગુપ્તિ-કાયાથી અકુશલ-ખરાબ ક્રિયા ન કરવી, કુશલ-સારી ક્રિયા કરવી

આ આઠથી વિપરીત વર્તવું તેનુ નામ ચારિત્રાચારના આઠ અતિચારો છે, તે ન સેવવા

૪-તપાચારના બાર આચારો સેવનીય છે.

(૧) અનશન-ખાવા-પીવાની વસ્તુનો ત્યાગ કરવો

(૨) ઉનોદરિતા-નિયત પ્રમાણથી ઓછુ વાપરવુ

(૩) વૃત્તિસંક્ષેપ-ખાદ્ય દ્રવ્યોમા ઓછાશ કરવી

(૪) રસત્યાગ-ઘી, દૂધ વગેરે ભક્ષ્ય વિગઈઓમા પણ ત્યાગ કરવો, તેનો સ્વાદ જીતવો

(૫) કાયકલેશ-શીત, આતાપના, લોચ આદિ કાયકષ્ટો સહન કરવા

(૬) સંલીનતા-શરીરના અંગોપાગ કાચબાની માફક સંકોચી રાખવા તે જેમ-તેમ લાબા-પહોળા કે ફેલાવવા નહિ

(૭) પ્રાયશ્ચિત્ત-ગીતાર્થ યોગ્ય ગુરૂ પાસે સ્વ-અપરાધો કપટ રાખ્યા વિના પ્રકટ કરી, તેઓ આપે તે પ્રાયશ્ચિત્ત કરીને પોતાનુ શુદ્ધિકરણ કરવુ

(૮) વિનય-શ્રી અરિહંતાદિ સ્થાનોનો આશાતનાપરિહાર અને ભક્તિ-વંદનાદિ ઉપચાર કરવા રૂપ વિનય કરવો

(૯) **વૈયાવચ્ચ**–આચાર્ય, ઉપાધ્યાય, બાલ, વૃદ્ધ, ગ્લાન, તપસ્વી તથા સ્વગુર્વાદિની સેવા–સુશ્રૂષા કરવી.

(૧૦) **સ્વાધ્યાય**–શ્રી જિનપ્રવચનનો અભ્યાસ, ઉપદેશ, ચિન્તનાદિ રૂપ સ્વાધ્યાય કરવો.

(૧૧) **ધ્યાન**–સ્થિરતાથી આજ્ઞાવિચારાદિ[૧૦] રૂપ ધર્મધ્યાન કરવું.

---

૧૦. ધર્મધ્યાનના ચાર પ્રકારો છે.

(૧) **આજ્ઞાવિચય**–સર્વ પ્રાણીગણને એકાન્તે ગુણ કરનારી અને દોષને ટાળનારી શ્રી જિનવરની આજ્ઞા દુર્લભ છે. તેના વિચારમાં ચિત્તને એકાગ્ર કરવું.

(૨) **અપાયવિચય**–અકાર્યસેવનથી અને કષાય વગેરે કરવાથી પ્રત્યક્ષ અને પરોક્ષ કેટલું નુકસાન થાય છે, તે સમજી તેમાં મન સ્થિર કરવું.

(૩) **વિપાકવિચય**–સ્હેજ સ્હેજમાં પ્રમાદ વગેરેથી બંધાતાં કર્મોના વિપાક પણ કેવા ભયંકર ભોગવવા પડે છે, તે એકાગ્રતાથી વિચારવું.

(૪) **સંસ્થાનવિચય**–ચૌદ રાજલોકપ્રમાણ અનાદિ સંસારમાં જીવ કેટલું ભટકે છે તે જાણી, તેના ઉપયોગમાં મનને સ્થિર કરવું.

ચિત્તમાં પરમ શાન્તિ, વૈરાગ્ય, પાપભીરૂતા, આત્મસંતોષ, ક્રિયાભિરૂચિ વગેરે ધ્યાનનાં શુભ ચિહ્નો છે. જગતના સર્વ જીવો પ્રત્યે મૈત્રી, ગુણાધિકો પ્રત્યે પ્રમોદ, દીન–દુઃખી પ્રત્યે કરુણા

(૧૨) કાયોત્સર્ગ—કાયાની સ્થૂલ ચેષ્ટાનો ત્યાગ કરી પરમ આદર્શ શ્રી અરિહંતાદિનુ સ્મરણ કરતા રહેવુ

આથી વિપરીત કારવાઈને તપાચારના બાર અતિચારો કહેવાય છે, જે ત્યાજ્ય છે

પ-વીર્યાચારના ત્રણ આચારો સેવનીય છે

(૧) મનોવીર્ય—આવશ્યકાદિ ધર્મક્રિયાઓમા મનની શક્તિ ન ગોપવવી

(૨) વચનવીર્ય—આવશ્યકાદિ ધર્મક્રિયાઓમા વચનની શક્તિ ન ગોપવવી

(૩) કાયવીર્ય—આવશ્યકાદિ ધર્મક્રિયાઓમા શરીરની શક્તિ ન ગોપવવી

આથી વિપરીત થાય તેનુ નામ અતિચાર છે, અને તે ત્રણેય વીર્યાચારમા ન લગાડવા

સલેખનાના પાચ અતિચારો—

સલેખના દરેક મનુષ્યને માટે કરણીય છે તેના અતિચારો વર્જનીય છે છેવટનુ સમાધિમરણ સાધવા માટે શાસ્ત્રવિધિથી તપશ્ચર્યા કરીને યોગ્ય બનાવેલા મનને તથા તનને આજ્ઞાનુસાર અનશનાદિ વિધિથી સ ક્ષેપી લેવુ, તેનુ નામ સલેખના તેના પાચ અતિચારો—

---

અને ક્લિષ્ટ જીવો પ્રત્યે માધ્યસ્થ્ય ભાવ કેળવવાથી મનમા બહુ શાતિ મળશે વૈરાગ્ય માટે અસારપદાર્થોની અનિત્યતાદિ ૧૨ ભાવનાઓ નિરતર ભાવવી

(૧) ઈહલોકાશંસાપ્રયોગ–રાજવૈભવાદિ મનુષ્યપણાની સાહ્યબી ઈચ્છવી તે.

(૨) પરલોકાશંસાપ્રયોગ–પરલોકમાં દેવાદિપણાની સાહ્યબી ઈચ્છવી તે.

(૩) જિવિતાશંસાપ્રયોગ–પોતાને માનપૂજા વગેરે સુખ મળતું દેખીને વધારે જીવવાની ઈચ્છા કરવી તે.

(૪) મરણાશંસાપ્રયોગ–પોતાને અવજ્ઞા વગેરે દુઃખ મળતું દેખીને વહેલા મરી જવાની ઈચ્છા કરવી તે.

(૫) કામભોગાશંસાપ્રયોગ–પોતાના કરેલા તપશ્ચર્યા વગેરે ધર્મના બદલામાં પોતાને રૂપ–સૌભાગ્ય, સ્ત્રીવલ્લભતાદિ મળે તેમ ઈચ્છવું તે.

ભવ્યાત્માઓએ ધર્માનુષ્ઠાનમાં ઉપર પ્રમાણેના પાંચ અતિચારો લગાડવા નહિ.

આમ સમ્યક્ત્વમૂલ દ્વાદશવ્રતના ૮૦, જ્ઞાનાચારાદિ પાંચ આચારોના ૩૯ તથા સંલેખનાના ૫, એમ એકંદર મળી ૧૨૪ અતિચારો થયા તે જાણવા યોગ્ય છે, પરન્તુ આચરવા યોગ્ય નથી; માટે જીવનવર્તાવમાં તેનો સદંતર ત્યાગ રાખવો.

---

## સુખડી પ્રમુખનો કાળ

૧ માસ–કારતક સુદ ૧૫ થી ફાગણ સુદ ૧૪ સુધી શિયાળામા સુખડી પ્રમુખનો કાળ એક માસનો ગણાય છે

૨૦ દિવસ–ફાગણ સુદ ૧૫ થી અષાડ સુદ ૧૪ સુધી ઉનાળામા સુખડી પ્રમુખનો કાળ વીસ દિવસનો છે

૧૫ દિવસ–અષાડ સુદ ૧૫થી કારતક સુદ ૧૪સુધી ચોમાસામા સુખડી પ્રમુખનો કાળ ૫દર દિવસનો છે

યુગપ્રધાન શ્રી કાલિકાચાર્ય મહારાજે જ્યારથી ભાદરવા સુદ ૫ ની સવત્સરીનુ પરિવર્તન ભાદરવા સુદ ૪ નુ કર્યું, ત્યારથી કારતક સુદ ૧૫ આદિની ચોમાસીનુ પરિવર્તન પણ કારતક સુદ ૧૪ આદિમા થયેલુ છે તે ભૂલવુ ન જોઈએ એટલે હવે આપણા સીમાચિહ્નો પાચમ અને પૂર્ણિમા નથી રહ્યા, કિન્તુ ચોથ અને ચૌદશ રહેલા છે ઉપર જે કાળ જણાવ્યો છે, તે કાળ પૂરો થતા સુખડી પ્રમુખ ચલિત રસ થાય છે અને તેથી અભક્ષ્ય બને છે જો તેના વર્ણ–ગધાદિ વહેલા ફરી જાય, તો કાળ પુરો થયા પહેલા પણ તે અભક્ષ્ય બની જાય છે

---

## પાણીનો કાળ

૪ પ્રહર–કારતક સુદ ૧૫ થી ફાગણ સુદ ૧૪ સુધી શિયાળામા ત્રણ ઉકાળાથી પરિપૂર્ણ ઉકાળેલા પાણીનો કાળ ચાર પ્રહરનો છે

**૫ પ્રહર**–ફાગણ સુદ ૧૫ થી અષાડ સુદ ૧૪ સુધી ઉનાળામાં ઉક્ત રીતિએ ઉકળેલા પાણીનો કાળ પાંચ પ્રહરનો છે.

**૩ પ્રહર**-અષાડ સુદ ૧૫ થી કારતક સુદ ૧૪ સુધી ચોમાસામાં ઉક્ત રીતિએ ઉકળેલા પાણીનો કાળ ત્રણ પ્રહરનો છે.

પાણીનો આ કાળ પૂરો થાય તે પહેલાં, પાણીમાં ચુનો વગેરે નાખવાનો ઉપયોગ બરાબર રાખવો જોઈએ. તેમાં જો પ્રમાદ થાય તો આલોયણ લેવાની આવે છે. પ્રમાણયુક્ત ચુનો નાખ્યા પછી પાણી ૨૪) પ્રહર સુધી અચિત્ત રહી શકે છે. કાચા પાણીમાં ગોળ, સાકર પ્રમુખ દ્રવ્યો ભેળવવાથી પણ બે ઘડી પછી તે અચિત્ત થાય છે, પણ પ્રમાણમાં તે વસ્તુઓ બરાબર ભેળવેલી હોવી જોઈએ. આ દ્રવ્યોથી પણ પરિણત–અચિત્ત થયેલા પાણીનો કાળ ઉપર કહ્યા પ્રમાણે જ છે. (જુઓ, પૂ. સ્વ. પરમગુરૂ **આ. શ્રી વિજયદાનસૂરિકૃત 'વિવિધ પ્રશ્નોત્તર'**–ભા. ૧, પૃ. ૭૮, પ્રશ્નોત્તર ૧૧૬) કાંજીનું પાણી તથા શેલડીનો રસ કાઢયા પછી બે ઘડી રહીને અચિત્ત બને છે. તેનો કાળ બે પ્રહરનો છે. (જુઓ, પૂ. સ્વ. પરમગુરૂ **આ. શ્રી વિજયદાનસૂરિકૃત 'વિવિધ પ્રશ્નોત્તર'**–ભા. ૧, પૃ. ૬૫, પ્રશ્નોત્તર ૧૦૨)

---

## કામળીનો કાળ

**૪ ઘડી**–શિયાળામાં (કા. સુ. ૧૫ થી ફા. સુ. ૧૪ સુધી) સવારે

સૂર્યોદયથી ચાર ઘડી સુધી અને સાંજે સૂર્યાસ્તમાં ચાર ઘડી બાકી રહે ત્યારથી, કામળી નાખવાનો કાળ લાગે છે

૨ ઘડી–ઉનાળામાં (ફા સુ ૧૫ થી અ સુ ૧૪ સુધી) કામળી નાખવાનો કાળ બે ઘડી છે

૬ ઘડી–ચોમાસામાં (અ સુ ૧૫ થી કા સુ ૧૪ સુધી) કામળી નાખવાનો કાળ ૭ ઘડી છે

સાધુ, સાધ્વી અને પૌષાતી આદિએ જો આ સમયમાં ખાસ ન છૂટકે બહાર નીકળવું પડે, તો માથેથી શરીર ઢંકાય તે પ્રમાણે કામળી ઓઢવાનો ખ્યાલ રાખવો જોઈએ જ્યારે દીવાની ઊજેડી લાગતી હોય, ત્યારે પણ કામળી ઓઢવાનુ ભૂલવું નહિ

---

## લોટની મિશ્રતાદિનો કાળ

દળાયા પછી ચાળેલો લોટ બે ઘડી બાદ અચિત્ત થાય છે અને ચાળ્યા વગરનો લોટ મિશ્ર રહે છે તેનું કાળપ્રમાણ જુદા જુદા મહિનાઓને આશ્રી નીચે પ્રમાણે છે—

શ્રાવણ–ભાદરવા માસમાં–પાંચ દિવસ

આસો–કારતક માસમા–ચાર દિવસ.

માગશર–પોષ માસમા–ત્રણ દિવસ.

માઘ–ફાગણ માસમા–પાંચ પ્રહર

**ચૈત્ર-વૈશાખ માસમાં**-ચાર પ્રહર.

**જેઠ-અષાડ માસમાં**-ત્રણ પ્રહર સુધી નહિ ચાળેલો
લોટ મિશ્ર પરિણામી જાણવો.

## સચિત્ત-અચિત્તાદિની સમજણ

આ મહિનાઓમાં લોટ ચાળ્યા પછી એક અન્તર્મુહૂર્ત્ત-બે ઘડી સુધી મિશ્ર રહે છે, તે પછી અચિત્ત ગણાય છે. જીવવાળી વસ્તુ હોય તે સચિત્ત કહેવાય છે, જીવરહિત બનેલી વસ્તુ અચિત્ત કહેવાય છે; અને જેમાં કેટલાક અવયવ જીવવાળા હોય, કેટલાક અવયવ જીવરહિત હોય તે વસ્તુ મિશ્ર કહેવાય છે. કાચી પૃથ્વી, પાણી, અગ્નિ, પવન તથા ધાન્યાદિ વનસ્પતિમાં એકેન્દ્રિય જીવો હોય છે; શંખ, કીડા વગેરેમાં બેઈન્દ્રિય જીવો હોય છે; કીડી, મંકોડી આદિમાં તેઈન્દ્રિય જીવો હોય છે, માખી, વીંછી, ભમરા વગેરેમાં ચતુરિન્દ્રિય જીવો હોય છે અને નારકી, દેવતા, મનુષ્ય, સાપ, પશુ, પંખી આદિ શરીરો પંચેન્દ્રિય જીવોનાં હોય છે. આ જીવોની હિંસા ન થાય તથા ઇન્દ્રિયવિકાર ન વધે, તે હેતુથી શાસ્ત્રમાં તેમ જ લોકવ્યવહારમાં ભક્ષ્યાભક્ષ્યાદિની વ્યવસ્થા નિયમિત કરવામાં આવી છે. તેને અનુસરીને અભક્ષ્યાદિનો ત્યાગ કરવો, જીવદયાના પરિણામ સાચવવા તથા શાસ્ત્રોક્ત વ્રત-નિયમો બરાબર ગ્રહણ કરવા અને પાળવા, એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે. આ યતનાના જ એક સુંદર હેતુથી ગૃહસ્થે મકાનમાં રસોઈ, ખાવા, પીવા, દળવા, ખાંડવા, સુવા, બેસવા, ન્હાવા, આદિના દશ ઠેકાણે

**રસનેન્દ્રિય**–દેવ, ગુરૂ, ધર્મ, સંઘ અને સાધર્મિકની સ્તુતિ બોલવી, શાસ્ત્ર ભણવાં–ઉપદેશવાં, ભક્તિ વગેરે હેતુથી ભોજન–પરીક્ષા કરવી, તે રસનેન્દ્રિયનો પ્રશસ્ત ઉપયોગ છે. સ્ત્રીઓ વગેરે સંબંધી વાતો–વિકથાઓ કરવી, પાપશાસ્ત્રો ભણવાં, સ્વશ્લાઘા તથા પરનિંદા કરવી, સારા–માઠા ભોજનના સ્વાદથી જીભને સલવલાવવી, તે વગેરે રસનેન્દ્રિયનો અપ્રશસ્ત ઉપયોગ છે.

**સ્પર્શનેન્દ્રિય**–જિન–સ્નાત્રપૂજા, ગુરૂ–ગ્લાનાદિની સેવા–માવજત વગેરેમાં સ્પર્શ કરાય, તે સ્પર્શનેન્દ્રિયનો પ્રશસ્ત ઉપયોગ છે. રાગ વગેરેથી સ્ત્રી વગેરેનું આલિંગન તથા કોમળ કે કર્કશ શય્યા વગેરેના સ્પર્શ કરવા, તે અપ્રશસ્ત ઉપયોગ છે.

**ક્રોધ**–દુર્વિનીત શિષ્યાદિની હિતશીક્ષા માટે અને દેવ–ગુર્વાદિ ધર્મના રક્ષણ માટે ક્રોધ કરવો, તે પ્રશસ્ત છે. પૌદ્ગલિક હેતુથી અસહિષ્ણુપણે સ્વ–સ્ત્રી આદિ કોઈની પણ સાથે કલેશ વગેરે કરવો, તપી જવું, તે અપ્રશસ્ત છે.

**માન**–આપત્તિમાં અદીનવૃત્તિ કેળવવી, ધર્મરક્ષણ અને સત્યપ્રતિજ્ઞાના પાલન વગેરેમાં અડગ રહેવું, સત્ય ધર્મનું અભિમાન ધરાવવું, તે માન પ્રશસ્ત છે. નમન કરવા યોગ્ય દેવ–ગુરૂ વગેરેને નહિ નમવું, સ્વ–દુરાગ્રહાદિને અસત્યતાથી પકડી રાખવા, ખોટું જાતિ વગેરેનું અભિમાન–અહંકાર ધરાવવો, તે અપ્રશસ્ત માન છે.

**માયા**–શીકારી વગેરેથી કોઈ જીવને બચાવવા સારૂ, રોગી વગેરેના હિત માટે કડવું ઔષધ આદિ આપવા સારૂ અને

દીક્ષા વગેરે ધર્મ સાધવા માટે સ્વ-માતા-પિતા વગેરેને સમજાવવા સારૂ અસત્ય વચન વગેરે રૂપ માયા કરાય, તે પ્રશસ્ત છે પૈસા વગેરે માટે ઠગવા અથવા છુપાવવા સારૂ દંભ, અસત્ય વચન, માયા, કપટ વગેરે કરાય તથા ઇન્દ્રજાળ, જાદુ, ઠગો વગેરે રમાય, તે માયા અપ્રશસ્ત છે

લોભ-જ્ઞાન, દર્શન, ચારિત્ર, વિનય, વૈયાવચ્ચ, શિષ્ય, દેવ, ગુરુ, ધર્મસ્થાન વગેરે સુકૃત વિષયક મમત્વ તથા અધિકની તૃષ્ણા રૂપ લોભ કરવો, તે પ્રશસ્ત છે ધન, ધાન્ય, સંતતિ, કુટુંબ, ઘર, દુકાન, વેપાર, શરીર, સ્ત્રી વગેરે વિષયક મૂર્છા, મમતા તથા અધિકની તૃષ્ણા, એ સર્વ અપ્રશસ્ત લોભ છે

કેટલાક પશ્ચિમવાસીઓ અને પૌર્વીઓ પણ પ્રચારે છે કે-'જગત ઉપર રાજ્ય નાણાનું છે' આ પ્રચારનારાઓ જગતને લોભ દાવાનળના હોમનારા મહા ભયંકર હિતશત્રુઓ છે આને બદલે એ પ્રચારવું જોઈએ કે-'જગતને ડુબાડનાર લોભ છે' લોભ, એ સર્વ પાપનું મૂળ છે એવા ત્યાગમાં અને સંતોષવૃત્તિની ભાવનામાં જ જગતનું શ્રેય સમાયેલું છે

મન અથવા વિચારયોગ-'સંસાર સંયોગ અનિત્ય છે, પ્રાણી માત્ર બન્ધુ સમા, સર્વ જીવ સ્વ-સ્વ કર્મવશ છે, આ જિનધર્મ વિના બીજું કોઈ શરણ નથી, પાપ માત્રનો ક્ષય થજો' ઈત્યાદિ શુભ વિચારો કરવા, તે પ્રશસ્ત મનોયોગ છે કોઈનું બૂરું તાકવું, વિષય-કષાયપોષક ચિંતા, શોક, આર્તધ્યાન-રૌદ્રધ્યાન કરવા, તે અપ્રશસ્ત મનોયોગ છે.

**વચનયોગ**–દેવ, ગુરૂ, સંઘ, સાધર્મિક આદિની યોગ્ય સ્તુતિ વગેરે કરવી, તે પ્રશસ્ત વચનયોગ છે. કોઈને ' ચોર, લુચ્ચો, બદમાશ ' આદિ અસભ્ય આક્ષેપો, ગાળો વગેરે આપવી, તે અપ્રશસ્ત વચનયોગ છે.

**કાયયોગ**–શ્રી જિનપૂજા, ગુરૂભક્તિ, ગ્લાન–બીમારની સેવા, તપશ્ચર્યા, સામાયકાદિ ધર્મકૃત્ય અને સંયમ યોગોમાં કરાતો શરીરવ્યાપાર, એ પ્રશસ્ત કાયયોગ છે. વિષય, વ્યસન, વ્યાપાર વગેરે અર્થકામના હેતુમાં કરાતો શરીરવ્યાપાર, એ અપ્રશસ્ત કાયયોગ છે.

**રાગ**–શ્રી અર્હદાદિમાં શ્રી ગૌતમાદિવત્ રાગ ધરાવવો તે પ્રશસ્ત રાગ છે, જ્યારે કંચન, કામિની વગેરેમાં રાગ કરવો તે અપ્રશસ્ત રાગ છે.

**દ્વેષ**–સ્વ–પરનાં પ્રમાદાદિ દુષ્કર્મો જોઈને તે તરફ તથા શ્રીસંઘ–શાસનના પ્રત્યનીકો–વિરોધીઓના વિરોધો જોઈને તે તરફ દ્વેષ કરવો તથા તેનો યોગ્ય પ્રતિકાર કરવા માટે શક્ય ઉદ્યમ કરવો, તે પ્રશસ્ત છે. મિથ્યા અહંકાર વગેરે પૌદ્ગલિક હેતુઓથી પ્રેરાઈને, કેવલ તુચ્છ સ્વાર્થબુદ્ધિથી સ્વ–શત્રુ તથા સત્ય ઉપદેશક વગેરેનો દ્વેષ કરવો, પરિણામે ઈર્ષ્યા અને વૈર–વિરોધની વૃત્તિઓને પોષવી, તે અપ્રશસ્ત છે.

સુજ્ઞ વાંચકોને આ ઉપરથી શું કરવા જેવું છે અને શું કરવા જેવું નથી, તે સહેલાઈથી સમજી શકાશે. આત્માની ઈન્દ્રિયો વગેરે પુણ્ય–પાપના એજન્ટો છે. પોતાના જીવનમાં

પુણ્યના ખપી પુરૂષોએ તે સર્વને તેના પ્રશસ્ત એટલે સુંદર વ્યાપારમાં જોડવા, તથા તે દ્વારા અનાદિ મોહમજ્ઞાથી સેવાતા અપ્રશસ્ત પાપવ્યાપારોને છોડી દેવા આમ કરવાથી તમે અનુક્રમે ઈન્દ્રિયાદિ ઉપર કાબુ, નિગ્રહ યાને વિજય મેળવી શકશો, અંધારામાંથી પ્રકાશમાં અને પ્રકાશમાંથી વધુ પ્રકાશમાં જઈ શકશો, એ નિશ્ચિત હકીકત છે

ઉપર જણાવેલી દિશા અનુસાર દરેક બાબતમાં તે તે વસ્તુના શુદ્ધ ધાર્મિકપણાથી પ્રશસ્તપણું અને અધાર્મિકપણાથી અપ્રશસ્તપણું વાચકોએ સ્વયં વિચારી લેવું પ્રશસ્ત એટલું કરણીય છે, અપ્રશસ્ત એટલું વર્જનીય છે અપ્રશસ્ત ભાવોથી જીવો પ્રકાશમાંથી અંધારામાં અને અંધારામાંથી વધુ અંધારામાં ગબડી પડે છે

---

## તિથિ આરાધના કેમ કરવી?

'શ્રાવક દિનકૃત્યાદિ' શાસ્ત્રોમાં જણાવે છે કે-પ્રાતઃકાલમાં ઉઠીને શ્રાવકે વિચાર કરવો કે-' આજે કયી તિથિ છે?' જૈન ટિપ્પણાં વિચ્છેદ પામ્યાં છે, એટલે શાસ્ત્રની આજ્ઞા મુજબ લૌકિક માન્ય કરેલા પંચાંગ ઉપરથી જ તિથિનો નિર્ણય કરવો રહે છે એટલે 'આપણામાં બાર પર્વિઓની ક્ષય-વૃદ્ધિ મનાય નહિ,'-

ક્ષય-વૃદ્ધિની માફક આ પણ શાસ્ત્રના મૂલાધાર વિનાની એક અંધપરંપરાનું નામ ન પકડી બેસે, તે માટે સુજ્ઞોએ સાવચેત થવાની જરૂર છે. જન્મ-મરણના સૂતકો સંબંધી શ્રી તપાગચ્છને માન્ય થઈ શકે તેવા શું વિચારો છે, તે જાણવા માટે પરમપૂજ્ય, સ્વ. પરમગુરૂદેવ, સકલાગમરહસ્યવેદિ, **આચાર્ય શ્રી વિજયદાનસૂરીશ્વરજી** વિરચિત '**વિવિધ પ્રશ્નોત્તર**' ભા. ૧ માંથી નીચેનો પ્રશ્નોત્તર ઉધ્ધૃત કર્યો છે તે, પ્રિય વાંચકો ! ધ્યાન આપીને વિચારશો.

**પ્રશ્ન ૨૩૦**-જેના ઘરમાં જન્મ અથવા મરણ થયેલ હોય, તેના ઘરના માણસોથી દેવપૂજા થઈ શકે ? તેના ગોત્રીઓને કેટલા દિવસનું સૂતક લાગે ? પરદેશમાં જન્મ-મરણનું કેટલા દિવસનું સૂતક ? તથા તેના ઘરે સાધુઓ આહાર-પાણી અર્થે કેટલા દિવસે વહોરવા જાય ?

"ઉત્તર-જેના ઘરમાં જન્મ અથવા મરણ થયેલ હોય, તેને સ્નાન કર્યા પછી દેવપૂજા થઈ શકે. પુત્ર અથવા પુત્રીના જન્મ સંબંધી સૂતકમાં કાંઈ પણ વિશેષ નથી. '**શ્રી વ્યવહારભાષ્ય**'ની પીઠિકામાં 'સૂતક વર્જવાના બે ભેદ-લૌકિક અને લોકોત્તર, લૌકિક સૂતકના બે ભેદ-અલ્પકાળનું અને યાવજીવનું; તેમાં અલ્પકાળનું લૌકિક સૂતક દશ દિવસ વર્જવું'-એમ સામાન્યપણે કહેલ છે. ગોત્રિઓને આશ્રિત અથવા પર-

દેશમા જન્મ-મરણ સબધી સૂતક જુદુ કહેલ નથી મૃતક સબંધમા નાના પ્રકારના ભેદો કોઈક કહે છે, તેના ભેદો કોઈ પણ પ્રામાણિક ગ્રથોમા ન હોવાથી કપોલકલ્પિત, અજ્ઞતાસૂચક જાણવા સૂતકીના ઘેર ગોચરી આશ્રી 'જે દેશમા બ્રાહ્મણાદિકો જેટલા દિવસે ભિક્ષાએ જાય, તેટલા દિવસે સાધુઓને જવાનુ કલ્પે ' (અહી **શ્રી હીરપ્રશ્ન** વગેરેના પાઠો છે, તે ત્યાથી જોઈ લેવા )

"શ્રી પ્રભુપૂજા આશ્રિત શ્રી '**સેનપ્રશ્ન**'ના ચોથા ઉલ્લાસમા ઉલ્લેખ છે કે-

**"जन्मसूतके मरणसूतके च प्रतिमा पूज्यते न वेति प्रश्नोऽत्रोत्तरम्-उभयत्रापि स्नानकरणानन्तर प्रतिमा पूजननिषेधो ज्ञातो नास्तीति ॥ ७८ ॥"**

"**સારાશ**-' જન્મ સૂતકમા તથા મરણના સૂતકમા શ્રી જિનપ્રતિમાની પૂજા થાય કે નહિ ? ઈતિ પ્રશ્ન અત્ર ઉત્તર- **બન્ને સૂતકમા સ્નાન કર્યા પછી શ્રી જિનપ્રતિમાની પૂજાનો નિષેધ જાણ્યો નથી.'**

"સાધુઓને વહોરવા જવા આશ્રિત શ્રી સેનપ્રશ્નના ત્રીજા ઉલ્લાસમા કહેલ છે કે—

**"सूतकगृह साधव आहारार्थं यान्ति न वेति प्रश्नोऽत्रोत्तरम्-यत्र देशे सूतकगृहे यावद्भिर्वासरै ब्राह्मणादयो भिक्षार्थं व्रजन्ति तत्रात्मभिरपि तथा विधेयमिति वृद्धव्यवहार ॥ २०१ ॥"**

" **સારાંશ**–'સાધુઓ સૂતકવાળા ઘરે આહારને અર્થે જાય કે નહિ ? ઈતિ પ્રશ્ન. અત્ર ઉત્તર–જે **દેશમાં બ્રાહ્મણાદિકો સૂતકીના ઘરે જેટલા દિવસે ભિક્ષાને અર્થે જાય, તે દેશમાં આપણે પણ તેમ કરવું–એવો વૃદ્ધવ્યવહાર છે.**'

" ઉપર જણાવેલા **શ્રી હીરપ્રશ્નના** અને **સેનપ્રશ્નના** પાઠોનો વિચાર કરતાં, **જન્મ અને મરણનું સૂતક લોકોત્તર નથી, લૌકિક વ્યવહાર** છે; અને તે પણ અમુક દિવસ જ પાળવાનો પ્રતિબંધ નથી, કિન્તુ દેશરીતિ જ કહેલ છે. સ્નાન કર્યા પછી પ્રભુપૂજાનો નિષેધ નથી. ૧–ગોત્રવાળાને અમુક દિવસનું સૂતક, ૨–પરદેશમાં જન્મ અથવા મૃત્યુ થયું હોય તો અમુક દિવસનું સૂતક, ૩–મૃતકને અડકે, ખાંધ દે કે બાળવું વગેરે કાર્ય કરે તેને અમુક દિવસનું સૂતક, અમુક વર્ષની વયવાળો મરણ પામે તો અમુક દિવસનું સૂતક, ઈત્યાદિ વિષયમાં કોઈ પણ પ્રામાણિક ગ્રંથમાં કોઈ પણ જાતનો વિશેષ ખુલાસો નથી; છતાં કેટલાકો મરજી મુજબ જે લખે છે અને બોલે છે, તે લખવું અથવા બોલવું શાસ્ત્રવિરૂદ્ધ હોવાથી અપ્રમાણિક સમજવું."

આ લંબાણ પ્રશ્નોત્તરથી વાંચકોને માલુમ પડશે કે–આજકાલ સૂતકના નામે સમાજમાં જે પ્રવૃત્તિને ઉત્તેજન અપાય છે તે અનુચિત છે. આમાં એક મોભીયા ઘરવાળાને કશોય બાધ હોવાનું શાસ્ત્રકાર મહારાજે જણાવ્યું નથી. જેઓ 'એકતાલીસ વગેરે દિવસો સુધી વહોરાવવું નહિ, પ્રભુપૂજા કરવી નહિ, સામાયક-

પ્રતિક્રમણ કરવા નહિ,' ઈત્યાદિ માને છે, તેઓ કેવલ ધર્મમા પોતે અતરાય પામે છે અને બીજાઓને પમાડે છે આની વધુ માણીતી માટે શ્રી 'તપા-ખરતર સવાદ' ગ્રથના નીચેના ઉલ્લેખ વાચો-

"ખર૦ (ખરતર) લોકાચાર આવ્યા પછે પહર ૮, ૧૨, ૧૬, ૨૪, બીજા લોક કાધીયા કાથ દીધી હુઈ તે ટાલઈ, સામાઈ-પોસહ-પડિકમણઉ દિન ૩ પૂજા ટાલે, ઘરના ધણી દિન ૩ સામાયિક-પડિક્કમણુ-પોસહ ન કરઈ, દિન ૧૨ પૂજા ટાલઈ ઘરરો ધણી સુ? ઈસહા તઉ કિણુહી શાસ્ત્રેમાહે દીસતા નથી, એ પણિ સાસતરવિરૂદ્ધ ઘરરા આચાર છે. તપા તિણુ વેલાઈ કરઈ. ॥ ૫૧ ॥

"ખર૦ જન્મરે સૂતે દિન ૧૨ ઘરનઈ દેહરાસરરી પૂજા ન કરઈ, તે પણુ આપણા ઘર॥ આચાર છઈ, માસ્ત્રવિરૂદ્ધ છઈ કાઈ? જેહ ભણી કપ્પસૂત્રમાહી શ્રી મહાવીર જનમરે અધિકારઈ "जाए दाए य ए करेज (इ) कारवेइ", જે જગન્યા। (યજ્ઞ) દેવપૂજા વિશેષ, તે સિદ્ધાન્થ રાજા આપ પૂજા કીધી તથા અનેરા પાહે કરાવી, સૂઆ (મૂતક) માહે કરાવી, શ્રી સિદ્ધાન્થ રાજા તે શ્રી પારસનાથરે સામણઈ શ્રાવક છે, તેણિ પૂજા કીધી, પછે ખર૦ નિષેધઈ છઈ તે શાસ્ત્રવિરૂદ્ધ છઈ, આપણઈ ઘરરા આચાર. ॥ ૫૨ ॥"

આ ઉપરથી પણુ જન્મ-મરણુના સૂતકો તથા

મને પ્રાપ્ત થયું હોય, તેનાથી અવિરતિ વગેરે દોષમાં પડેલા આ અખિલ વિશ્વના કલ્યાણકામી આત્માઓ શુદ્ધ શ્રદ્ધાગુણને ધારણ કરો અને પાપનો ત્યાગ કરવા રૂપ શ્રી વિરતિધર્મને અંગીકાર કરો, એમ હું અભિલષું છું. લખવામાં જો ક્યાંક પ્રમાદ-દોષ થયેલો જણાય, તો તેને સુધારવાની હું સજ્જનોને વિનંતિ કરું છું.

આ પુસ્તિકાની પ્રથમાવૃત્તિ સં. ૧૯૯૭ના આશ્વિન માસની શુકલ દશમી દિને, શ્રી વઢવાણ શહેરના સંવેગી ઉપાશ્રયમાં શ્રીસંઘને આનંદ મંગલકારી ચાતુર્માસ રહીને પૂર્ણ કરી હતી. થોડા જ વખતમાં જનતાને તે ખૂબ જ ઉપયોગી નીવડી અને બીજી આવૃત્તિની માગણી વધવા માંડી. સંયમ-સ્વાધ્યાયાદિની અન્યાન્ય પ્રવૃત્તિઓમાં તેને પહોંચી વળવાનો સમય તત્કાળમાં લઈ શકાયો નહિ.

પશ્ચાત્ સં. ૨૦૦૨ માં શ્રી પાદરા સંઘની આગ્રહભરી વિનંતિથી ક્ષેત્રસ્પર્શના જાગતાં, પાદરામાં ચાતુર્માસની સ્થિરતા થઈ. ત્યાં **મુનિવર શ્રી બાહુવિજયજીનું** સ્વાસ્થ્ય ટી. બી.ના રોગથી લથડી ગયું હતું. તેમની સારવાર અને નિર્યામણા કરાવતાં બચત રહેતા સમયમાં બીજી આવૃત્તિ કરવાનું કાર્ય શરૂ કર્યું. ઉક્ત મુનિશ્રીનો અષાડ સુદ ૪ મંગળવારે

સંપૂર્ણ સમાધિપૂર્વક દેહોત્સર્ગ થયો તેમના કાલધર્મે તેમનાથી બાર વર્ષ પૂર્વે સં. ૧૯૯૦ ના ફાગણ સુદ ૬ ને દિવસે અમદાવાદ–વિદ્યાશાળામાં **મુનિવર શ્રી રક્ષિતવિજયજી**ના કાળધર્મને યાદ કરાવ્યો તેઓ પણ સમાધિપૂર્વક ટી બી ના રોગમાં કાળધર્મને પામ્યા હતા આ બન્ને શિષ્યોના સ્વર્ગારૂઢ આત્માઓને સ્મરણાંજલિ આપવી અસ્થાને નથી સૌને એ રસ્તે જવાનું તો છે જીવનનું સાર્થક્ય કરી જવા માટે ઉત્તમ કોટિની આરાધના પામી જવી એ જ સૌને માટે આવશ્યક છે એ માટે જ્ઞાનદૃષ્ટિથી આત્માને ઓળખવો જોઇએ તેના એક સાધન તરીકે કેટલાક જરૂરી સુધારા–વધારા સાથે આ પુસ્તિકાની બીજી આવૃત્તિ સં ૨૦૦૨ ના અષાડ વદ અમાસના દિવસે તૈયાર કરી હતી

આ બીજી આવૃત્તિનો ઉઠાવ પણ ઘણો સારો થઈ ગયો તેનાથી ઘણા જનોની આધ્યાત્મિક ભૂખ સંતોષાતી જોઈ મને ખૂબ પ્રસન્નતા થઈ યોગાનુયોગ શ્રી બીજાપુર( કર્ણાટક )ના ભાવિક સંઘની હાર્દિક વિનતિથી સં ૨૦૧૧નું અમારૂ ધર્મચાતુર્માસ બીજાપુરમાં થયું અહીં શ્રી વર્ધમાન તપના પાયા, આબેલ ખાતું,

નવનિધાન, અષ્ટમહાસિદ્ધિ, અઠ્ઠમો, અઠ્ઠાઈઓ, ઉપધાન તપ આદિ ઘણી આરાધનાઓનો શ્રીસંઘે અનેરા ઉમંગથી લાભ લીધો. એથી બીજા અનેક આત્માઓની જાગૃત થયેલી ઉપર્યુક્ત આધ્યાત્મિક ભૂખને ત્રીજી આવૃત્તિ વિના સંતોષી શકાય તેમ હતું નહિ. બીજી આવૃત્તિ ખલાસ થઈ ગઈ હતી, જેના ફલસ્વરૂપ ત્રીજી આવૃત્તિ સં. ૨૦૧૧ ના આશ્વિન શુક્લ ૧૦ બુધવારે તયાર કરી હતી. તેનોય લાભ ટૂંક સમયમાં લેવાઈ જતાં આ ચોથી આવૃત્તિ બાલાસિનોરના સં. ૨૦૧૯ ના ચાતુર્માસમાં તૈયાર કરી છે. આ ચાતુર્માસમાં ગુરૂકૃપાથી શ્રી શંખેશ્વરજીના અઠ્ઠમો આદિ અનેક અદ્ભુત તપશ્ચર્યાઓ, શ્રી શાંતિસ્નાત્ર–સિદ્ધચક્ર બૃહત્પૂજન, રથયાત્રાઓ, ૧૮ અભિષેકાદિ મહોત્સવો, નવકારશીઓ, મખમલના નવ ભારે છોડોનું ઉદ્યાપન, શ્રી ભગવતીજી સૂત્રની વાચના, વ્રત–તપોચ્ચારણો, વગેરે અનેક ધર્મક્રિયાઓ અને શાસનપ્રભાવનાઓ ઘણી સારી થઈ હતી. આ અપૂર્વ ધર્મજાગૃતિની જ્યોતને સદા તેજસ્વી રાખનાર આ ચોથી આવૃત્તિ સં. ૨૦૨૦ ના પ્રથમ કારતક સુદ ૧૪–ચોમાસી ચૌદશના રોજ સંપૂર્ણ કરી છે, તે चिरं जयतु–स्थिरं नन्दतु ।

# એક મુમુક્ષુ જનની માગણીથી આત્મોપયોગી

## સમય—પત્રક

(૧) અનાદિ મોહનિદ્રામા સુતેલા હે આત્મન્! પ્રમાદ" છોડી તુ ઉઠ! વહેલો જાગૃત થા! સવારે વહેલા ઉઠવુ

"ત્યજ પ્રમાદ જાગ, તુ ભી તેરે કામ લાગ,
ચિદાનન્દ સાથ પાય, વૃથા નહિ ખેવના."

(૨) સાધ્ય, સિદ્ધ અને સાધકદશાનુ ભાન થવા માટે, હે આત્મન્! ઉઠીને તુ શ્રી પચપરમેષ્ઠિ નમસ્કાર મહામત્રનુ ધ્યાન કર ! અને ચારિત્રશીલ મહા સતા–સતી આત્માઓને યાદ કર

(૩) ભાવમલ ધોઈ નાખવા માટે, આત્માને ભાવ–આરોગ્યનુ વ્યાયામ આપવા માટે અને યોગની સાધના કરવા માટે, યોગીકુળના જન્મેલા હે આત્મન્! તુ ઉઠીને પ્રાત કાલનુ પડાવશ્યક પ્રતિક્રમણ ઉભા ઉભા વિધિસર કર

(૪) ભવાન્ધકારને તરી જવા માટે, અતરાત્મ ચક્ષુ ઉઘાડનારો તત્ત્વાભ્યાસ, હે જ્ઞાનગુણી આત્મન્! તુ મનનપૂર્વક શ્રદ્ધાસહિત કર

(૫) મહા મોહથી મન્ત બનેના અરે આત્મન્! તે પુદ્ગલ પૂજા અનાદિકાલથી કરી છે, તેથી તુ ભૂલ્યો છે-ભટક્યો છે. ભવાટનથી થાકેલા હે આત્મન્! હવે તુ પરમ ચૈતન્યસ્વરૂપ દેવાધિદેવની પ્રશમરસ ઝરતી પ્રતિમાને પૂજ, અષ્ટકર્મને ટાળવા માટ પ્રભુની ભક્તિપૂર્વક અષ્ટપ્રકારી પૂજા કર અને ત્રણેય કાળની પાપશુદ્ધિ માટે ત્રિકાલ પૂજા કર

(૬) સસારકથાઓના શ્રવણથી રોગીષ્ટ બનેલા તારા કાનોને નિરોગી કરવા માટે, હે આત્મન્! સત્કર્ત્તવ્યપ્રેરણાના અમીપાન

કરાવનારી શ્રી જિનવાણીનું તું શ્રી સુવિહિત ગુરૂમુખે સમ્યક્ શ્રવણ કર.

(૭) જ્યાં–ત્યાંથી પારકું પડાવી લેવાની કુબુદ્ધિથી કંગાલ થયેલા અને જે–તે પણ 'ખાવું' એ સંજ્ઞાથી ધાન્યના ધનેરીયા રૂપ બનેલા હે આત્મન્! તું હવે સત્પાત્રે દાન દે! શાસનભક્તિ અને દીન–અનુકમ્પામાં શૂરો થા! અભક્ષ્ય તથા અપેય પદાર્થોથી દેહને અભડાવીશ મા! તારો દાતારીપણાનો ગુણ અને અનાહારી સ્વભાવ યાદ કર–યાદ કર! પાંગળો અને પામર થા મા! દાનમાં તથા ત્યાગ–તપમાં આત્મશક્તિ ખીલવ–ખૂબ ખીલવ.

(૮) ઉદરપોષણ તો શ્વાનાદિ જાનવરો પણ કરે છે. શ્રી વીતરાગ પ્રભુના ન્યાયમાર્ગને અનુસરનારા હે આત્મન્! ઉદરવૃત્તિ માટે પણ તું અન્યાય, અનીતિ કે અધર્મનો આશ્રય કરીશ નહિ–કરીશ નહિ!

(૯) આધિ, વ્યાધિ અને ઉપાધિના ખારા સમુદ્રમાં મીઠા પાણીની એક સરવાણી રૂપ સામાયક જેવી પ્રભુપ્રસાદીનો અનુભવ, હે આત્મન્! તું ઘરબારની તમામપ્રવૃત્તિઓ છોડી દઈને અવશ્ય કર–અવશ્ય કર! જો, જો, એનો કેવો સરસ અનુભવ છે? જાણે કે–જેવો આરિસાભુવનમાં શ્રી ભરત મહારાજાનો.

(૧૦) રાત્રિચર રાક્ષસોના અધમ ઉપનામથી જો બચવું હોય, તો હે આત્મન્! ભોજન–પાણીની ખટપટ વહેલી પતાવી દઈને, સૂર્યાસ્ત પહેલાં ચોવિહાર વગેરેનાં પચ્ચખ્ખાણ કરી લે.

(૧૧) આધ્યાત્મિક તાઝગીને ચાહનારા, ઓ મારા વ્હાલા આત્મા! સુગુરૂની પાસે જઈને સાયંકાલનું ષડાવશ્યક પ્રતિક્રમણ

કર ! ધ્યાનમા રાખ કે-સઘળી ક્રિયાઓ જો તું નહિ કરે, તો અવળી ક્રિયાઓ તને પળે પળે ભરખી જ રહેલી છે

(૧૨) કેવો તું ભાગ્યશાલી ! સ્વાધ્યાયનો પુણ્ય અવસર તને પુન પ્રાપ્ત થયો હે આત્મન્ ! તત્ત્વાભ્યાસની આલેખ જગાવ ! સદ્‌ભાવનાની ધૂન લગાવ ! તારી ચિત્ત-અટવીનો કબજો લઈ બેઠેલા મહા મોહ ચોરટાઓને મારી હઠાવ ! તારા સ્વજનોને પણ ધર્મકથામૃતનું સિંચન કરી હમેશા મોહમુક્ત રાખ

(૧૩) તારૂ 'જીવન સર્વસ્વ'* જાણુ છે? તેને યાદ કર ! ક્ષણ પણ ન ભૂલ ! અનાદિથી થયેલા અપાર દોહસબધો ભૂલી જા ! એક જ પરમ પવિત્ર ધ્યેયમા મગ્ન બની જા ! સસાર પણ એ અને મોક્ષ પણ એ ! બીજી સઘળી ઈચ્છાઓ છોડી દે ! **"सल्लं कामा, विस कामा, कामा आसीविसोवमा"**- 'કામેચ્છાઓ શલ્ય રૂપ છે, વિષ રૂપ છે, સર્પ રૂપ છે'-એ ગોખી રાખ ! તારક પ્રભુના ધ્યાનમા-

"તુ ગતિ તુ મતિ તુ મુજ પ્રીતમ,
જીવ જીવન આધાર રે;
રાત દિવસ સ્વપ્નાતરમાહિ,
તુ મારે નિરધાર.
ના રે પ્રભુ નહિ માનુ, નહિ માનુ અવરની આણ,
મારે તારૂ વચન પ્રમાણ"

—એમ ગાઈ લે

(૧૪) હે આત્મન્ ! તુ ઘોડેસ્વાર તો થયો છે, પરન્તુ

* પ્રભુ શ્રી વીરનુ શાસન

લગામ હાથમાં રાખ! કુટિલ ચપલ ઈન્દ્રિયો તને ન ચૂકાવે માટે તેમને અપ્રમત્ત ભૂમિશયનાદિ તપસ્યા કરાવ!

શ્રવણ, વપન અને કરણ–એ શ્રાદ્ધજીવનનો આદર્શ છે તત્ત્વશ્રવણ, સદ્ધર્મક્ષેત્રમાં ધનવપન, શ્રી જિનાજ્ઞાનું શકય એટલું અવશ્ય કરણ અને અશકયનું સંપૂર્ણ શ્રદ્ધાપૂર્વક ભાવન,–આ છે એની સાદી રૂપરેખા. વેપારી વગેરેને જેમ ધન વગેરેની લાલસા રહે, તેમ શ્રાવકજીવનમાં સિદ્ધાન્તની વફાદારીપૂર્વક પળે પળે ત્યાગની, ધર્મ કરવાની અને સર્વવિરતિ–સંયમ સાધવાની લાલસા રહેવી, એ જ હિતાવહ છે. એક કવિએ કહ્યું છે કે–" તારા સ્વજન તને છોડી જાશે, તેમાં ચિંતા કર્યે ચાલશે ના."

જૈન શાસ્ત્રોમાં ઠીક જ કહ્યું છે કે–'एगोऽहं नत्थि मे कोई०' માટે જ ઓ વિવેકી મિત્ર! તમે સંસારમાં હો તો પણ નિરાસક્તભાવે જીવતાં શીખો.

---

ઇતિ તપોગણનાયક પૂ. પરમ ગુરૂદેવ આ.ભ. સકલાગમરહસ્યવેદિ શ્રીમદ્વિજયદાનસૂરીશ્વરજી મહારાજ સાહેબના સુવિહિત પટ્ટાલંકાર, સિદ્ધાન્તમહોદધિ, પૂ. ગુરૂદેવ આ.ભ. શ્રીમદ્વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ સાહેબના સુવિહિત પટ્ટપ્રભાવક, પૂ.આગમપ્રજ્ઞ, શાસનપ્રભાવક, આચાર્યદેવ શ્રીમદ્વિજયજંબૂસૂરીશ્વરજી મહારાજ સંદૃબ્ધ 'શ્રી નિત્ય નિયમવ્રતો યાને આદર્શ જીવનની ચાવીઓ' નામક કૃતિના વિભાગ ૧–૨–૩–૪ સમાપ્ત.